# પરિહાસ

સ્વ. પ્રોફેસર નવલરામ જ. ત્રિવેદી

પ્રાપ્તિસ્થાન

આદર્શ પુસ્તક ભંડાર · ભદ્ર · અમદાવાદ

મૃદુલ ગ્રંથાવલિ

વર્ષ ૨ જું

પુસ્તક ૬

# પરિહાસ

લેખક

સ્વ. નવલરામ જ. ત્રિવેદી

સોલ એજન્ટ
આદર્શ પુસ્તક ભંડાર



પ્રકાશક
યુગધર્મ કાર્યાલય
પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઈ. ૨

પરિહાસ

પ્રથમવાર. ડીસેમ્બર ૧૯૪૫





કિંમત

૨-૮-૦

મુદ્રક,
રતિલાલ બાળકૃષ્ણ ત્રિવેદી
મુદ્રણસ્થાન,
સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસ,
વિઠ્ઠલભટ્ટની પોળ સામે-ઉમરેઠ.

પ્રકાશક,
રતિલાલ એચ. શાહ
યુગધર્મ કાર્યાલય
પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઈ.

# અનુક્રમ


| | |
|---|---|
| મૌન | ૧ |
| પરીક્ષાની પરીક્ષા | ૧૧ |
| કેળવણીની કલા | ૧૭ |
| પ્રભુતામાં પગલાં | ૨૪ |
| ઉચ્ચ કેળવણી | ૩૧ |
| ધર્મનું મહત્વ | ૩૮ |
| સમદ્રષ્ટિ રાજતંત્ર | ૪૫ |
| માર્ક બનાવવાનું કારખાનું | ૫૦ |
| ધંધાની પ્રસંદગી | ૫૫ |
| વાણી | ૬૦ |
| જાહેરાતની કલા | ૬૫ |
| ઉપદેશ | ૭૩ |
| તત્ત્વચર્ચા | ૮૨ |
| આપણું પાટનગર | ૮[illegible] |
| શૌર્યના પ્રયોગો | [illegible] |
| પ્રમુખસ્થાનેથી | ૧૦૩ |
| પ્રચાર | ૧૧૧ |
| મારું છાપું | ૧૧૮ |
| કાંઇ ન કરવા વિષે | ૧૨૪ |
| ધર્માદાનો વહીવટ | ૧૨૯ |
| રેડિયો | ૧૩૪ |
| હાસ્યરસની માનસભૂમિકા | ૧૪૪ |

# પ્રસ્તાવના

સ્વ. નવલરામભાઈનું 'પરિહાસ' પુસ્તક ગૂજરાતને ચરણે ધરતાં અમે હર્ષ અને શોકની ઉભય લાગણી અનુભવીએ છીએ. શ્રી. નવલરામભાઈના અકાળ અવસાનથી આ પુસ્તક અપ્રસિદ્ધ રહેલ. આ આખું પુસ્તક તેમણે પ્રેસમાં મોકલવા તૈયાર જ રાખેલ; પણ તેવામાં તેઓ અચાનક બીમાર થયા. બીમારી સાવ સામાન્ય હતી, અને અમદાવાદના એક નિષ્ણાત ડૉક્ટરે તો તદ્દન સામાન્ય બીમારી તરીકે આને ગણેલ. સ્વ. નવલરામભાઈ લડવૈયા હતા, અને ઘણી બીમારી સાથે ફત્તેહમંદ રીતે લડ્યા હતા પણ આ "સામાન્ય" બીમારી કશાઈ નહિ અને સુપ્રસિદ્ધ ડૉક્ટરના અભિપ્રાયથી સ્વ. નવલરામભાઈ over-confident થઈ ગયા હતા. પણ તે જ બીમારી જીવલેણ નીવડી.

મરતાં સુધી તેઓએ સાહિત્યસેવા કરી હતી. સાહિત્યસભાની બેઠકમાં હાજરી આપી ઘેર આવ્યા પછી સામાન્ય ડાયેરિયા થયેલ. બિછાને પડ્યા પડ્યા પણ તેમની સાહિત્યપ્રવૃત્તિ ચાલુ જ હતી. આ પુસ્તકની અનુક્રમણિકાની ગોઠવણ પણ તેમણે તે સમય દરમિયાન કરેલ

અમને દુઃખ એ છે કે તેમના જીવનભરનો સાહિત્યના ઊંડા અને તલસ્પર્શી અભ્યાસ અને તે પરત્વેના સ્વતંત્ર અને નીડર વિચારો, જેનો નિચોડ હવે પછીનાં વર્ષોમાં આવવાનો હતો તે કાર્ય આમ તેમના અકાળ અવસાનથી અધૂરું રહ્યું. તેમની છૂટક છૂટક નોંધો, અધૂરાં લખાણો, વિવિધ વિષયો પરના synopsis વગેરે જોતાં દુઃખ થાય છે કે ગૂજરાતના ચરણે જે વિવિધ પ્રકારનું સાહિત્ય ધરવાની તેમની અભિલાષા હતી તે અધૂરી રહી.

શ્રી. નવલરામભાઈ જ્યાં જતા ત્યાં હાસ્યના ફૂલડાં વેરતા, અને સૌનાં મન પ્રફુલ્લિત બનાવતા. ગૂજરાતી સાહિત્યમાં હાસ્યરસિક સાહિત્ય બહુ ઓછા પ્રમાણમાં જોવા મળે છે, તેમાં ઉચ્ચ કક્ષાનું સાહિત્ય તો ખૂબ ઓછું. શ્રી. નવલરામભાઈએ તેમના 'કેતકીનાં પુષ્પો' દ્વારા આ જાતનું સાહિત્ય પીરસવાનો પ્રયત્ન કરેલ, જેને ખૂબ સારો આવકાર મળેલ છે. "પરિહાસ"માં પણ એ જ શૈલી જોવા મળે છે. આશા છે કે ગૂજરાત એને વધાવી લેશે.

નવલરામભાઈનાં પુત્રી શ્રીમતી ઇન્દિરા વ્યાસનો "હાસ્યરસનું માનસ શાસ્ત્ર" નામનો લેખ આ પુસ્તકના વિષયને અનુરૂપ હોઈ આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવેલ છે.

જાણીતા સાક્ષર શ્રી. અનંતરાય રાવળે આ પુસ્તકનો 'પરિચય' લખી આપ્યા બદલ અમે તેમનાં ઋણી છીએ.

પ્રિતમનગર ઢાળ,
નૂતનવર્ષ સંવત ૨૦૦૨

**અશ્વિનકુમાર વા. વ્યાસ**
**ઇન્દિરા અ. વ્યાસ**



# પરિચય

સ્વ૦ નવલરામ ત્રિવેદી બડા રમૂજપ્રિય આદમી હતા. લેખક કે વ્યાખ્યાતા નવલરામ પોતાનું કાર્ય કરતા હોય ત્યારે એમનામાંનો હાસ્યકાર બહાર ડોકું કાઢી પોતાનો પરચો આપી જતો ઘણાએ જોયો હશે. જ્યોતીન્દ્ર દવેનો હાથ નાક પર જાય તે જેમ કોઈ વિનોદ ધડાકાનો 'સિગ્નલ' મનાય, તેમ વ્યાખ્યાન કરતા નવલરામના હાથ ચશ્માંને આંખ પરથી ઉતારી પહેરેલી કફનીના નીચલા છેડાથી લૂછવા મંડે ત્યારે એમના જાણકારો જાણી લેતા કે નવલરામ કંઈક રમૂજ ફેંકવાના થયા છે. એમના વધુ નિકટના સંપર્કમાં આવેલાંઓ જાણે છે કે ખાનગી વાતચીત અને ગપ્પાંબાજી વેળા તો એમનાં લખાણો અને ભાષણો વેળા દેખાતા તેના કરતાં ય વધુ વિનોદી ને ટીખળી એ બની શકતા. બની શકતા નહિ, બની જતા જ. હાસ્યવિનોદ એમનો પ્રકૃતિગુણ હતો. જીવનની આધિ વ્યાધિ અને ઉપાધિઓને —અને પ્રકૃતિનું કયું સંતાન એ ત્રણમાંથી કોઈ એક વા વધુ તાપથી સંતપ્ત હોતું નથી?—હળવે હૈયે હસી કાઢવામાં તેમજ મૂળથી નબળી એવી તબિયત સામે ટકી રહેવામાં એમના આ પ્રકૃતિગુણે જ સારું કામ આપેલું.

એમની આ વિનોદપ્રિયતાને ઓળખી તેનો બરાબરનો લાભ તો લઈ જાણ્યો 'રેખા'ના વિચક્ષણ જુવાન સંપાદક જયંતિ દલાલે. એ માસિકના દરેક અંક વાસ્તે નવલરામનો વિનોદલેખ જાણે એમનો કર થઈ પડયો હતો, અને નવલરામે ખરી બિરાદરીથી તે ચૂકવ્યાં પણ કરેલો. જોકે કયારેક 'કાંઈ ન કરવા વિષે' લખી, પેલા કમલાહારીઓના

ફિલસૂફી લલકારતા ટેનિસનની નહિ પણ પોતાની લાક્ષણિક ઢબે, નિવૃત્તિનો મહિમા પોતાના એ દર મહિનાના લેણદારને ગળે ઉતરાવવા એમણે પ્રયત્ન કરેલો, પણ તેમ છતાં એમનાથી બહુ છટકી શકાયું ન હતું. પણ એથી સૌનું કામ થઈ ગયું. 'રેખા'થી વિનોદલેખને પોતાનું વિશિષ્ટાંગ ('ફીચર') બનાવી પોતાના વાચકોને પ્રતિમાસ એ પીરસવાનું બન્યું, વાચકોને થોડો વિનોદ મળ્યો, અને નવલરામને એ લેખોનું એક પુસ્તક બની ગયું. આ 'પરિહાસ' એકએ અપવાદ સિવાય 'એક ફતાર' બની ગોઠવાયેલા 'રેખા'વાળા એ લેખોનું જ બન્યું છે. એમના વિનોદલેખોના પુરોગામી સંગ્રહ નામે 'કેતકીનાં પુષ્પો'ને મળેલા આવકારથી પ્રોત્સાહિત બની આ સંગ્રહ પણ પ્રકાશન માટે લેખકે તૈયાર કરવા માંડેલો. એ અવસાનોત્તર પ્રકાશન બને છે એ વિધિલીલા!

એમાં રજૂ થાય છે તે લેખપ્રકારને કટાક્ષલેખ કહી 'રેખા' ઓળખાવતું. ૬૪ મા અને ૮૪ મા પાનની છેલ્લી કંડિકાઓ બતાવે છે કે એ નામ લેખકને પણ મંજૂર હતું, અને એવા કટાક્ષલેખક બનવું જ તેમણે ધાર્યું હતું વાત મોટે ભાગે ખરી છે. આ સંગ્રહના લેખોમાં કટાક્ષનું પ્રમાણ સૌથી આગળ તરી આવે તેટલું છે. 'કેળવણીની કલા'માં અત્યારે મોટાં શહેરોમાં ફૂટી નીકળતી ધંધાદારી નિશાળો તેમ જ કસબ કે કારીગીરી બની ગએલ અદ્યતન કેળવણી સામે મશ્કરીમાં વીંટેલો પ્રચ્છન્ન કટાક્ષ છે, તો 'ઉચ્ચ કેળવણી'ના પૂર્વાર્ધમાં પ્રગટ કટાક્ષ છે. 'આપણું પાટનગર'માં અમદાવાદીઓની અહિંસા અને 'પ્રચાર'માં ગીતાની મૂર્તિ તથા તેના દર્શનનો અંત્યજોનો મનાયેલો અનધિકાર લેખકના કટાક્ષને ઘાએ બરાબર ચડ્યા છે. 'ધર્મનું મહત્ત્વ', 'સમદૃષ્ટિ રાજ્યતંત્ર' તથા 'શૌર્યના પ્રયોગો' પણ તેમના કટાક્ષલેખનનો પ્રકાર સમજાવે તેવા લેખો છે. હસાવવા સાથે ઘા કરવાની તેમની શક્તિ માટે એક જ નમૂનો 'જાહેરાતની કલા'માંથી લઈએ. છાપાંઓમાં હાલ ઉભરાતી શક્તિની, વંધ્યત્વનિવારણની અને

સંતતિનિયમન સંબંધી જાહેરખબરો સંબંધમાં તે લખે છે:

"...આપણા દેશમાં એક વખત પુરુષોમાં નામરદાઈનો રોગ ઘણો ફેલાયો હતો અને સ્ત્રીઓમાં વંધ્યત્વનો; તેથી શક્તિની દવાની અને પારણાં બંધાવવાની જાહેરાતો ઘણી આવતી. પણ હવે તેથી ઊલટી પરિસ્થિતિ થઈ ગઈ લાગે છે. આને માટે પણ મને એમ લાગે છે કે, આપણે આ વૈદ્યરાજોનો જ આભાર માનવાનો છે. શક્તિની દવાઓની પુષ્કળ વપરાશ થવાને લીધે દેશમાંથી નામરદાઈ નાશ પામી છે, અને તેથી હવે સંતતિનિયમનની જરૂર ઊભી થઈ છે આ માટે પણ આપણા સમાજની મદદે આ વૈદ્યરાજો જ ફરીથી આવ્યા છે એ જોઈ તેમના પ્રત્યે કોનું મસ્તક માનથી ન નમે? અને આ ધંધામાં હિંદુમુસલમાનનું પણ ઐક્ય દેખાય છે. હકીમો પણ રાજવૈદ્યો બની આ જાતની જાહેરાતો છપાવે છે ખરેખર આ માટે સમસ્ત દેશે મગરૂર થવું જોઈએ" (પૃ. ૭૦)

નવલરામને કટાક્ષ વિશેષ ફાવે છે. એમના કટાક્ષ બહુધા નિર્દંશ પણ હોય છે. એમનો પ્રધાન ઉદ્દેશ તો હસવાહસાવવાનો હોય છે. આમ હોવાથી ઘણીવાર એકલા ટોળ, ગમ્મત ને મશ્કરીમાં તેઓ ઊતરી પડે છે. પુસ્તકમાં આવા લેખોનું પ્રમાણ પણ એટલું છે કે 'પરિહાસ' એવું એને અપાયેલું નામ ઉચિત લાગ્યા વિના રહેશે નહિ.

કટાક્ષ અને મશ્કરીની સાથે ટુચકાઓનો નવલરામ સારો ને ઝાઝો ઉપયોગ કરતા દેખાય છે. હાસ્યલેખકને 'ઓઠાં' આપતાં ને થોડી તુક્કાબાજી કરતાં આવડવું જોઈએ, અને ટુચકાઓનો પણ તેના ભાથામાં સારો એવો જથ્થો હોવો જોઈએ. નવલરામમાં હાસ્યલેખકની એ લાયકાત સારા પ્રમાણમાં છે. હડિયાણાનાં હરબાઈની (પૃ. ૬), મિયાંભાઈના દિવાસ્વપ્નની (પૃ. ૧૨), અદોદળા પણ બુદ્ધિશાળી ગણપતિની પૃથ્વીપ્રદક્ષિણાની (પૃ. ૫૦), વાંદાની હનુમાન-પ્રાર્થનાની (પૃ ૫૫), મિયાંભાઈની આંધી જારની (પૃ. ૬૪), પ્રતિજ્ઞાધારી કોળી ભગતની (પૃ. ૬૯) ને એવી તો ઘણી વાતોના હાસ્યપોષક ટુચકા

તરીકે યથાવસર કુશળ ઉપયોગ કરતાં એમને ફાવ્યું છે. આવી ટુચકા સામગ્રીમાંની કેટલીક સમાજમાં પ્રચલિત ને જાણીતી હોય છે, અને કેટલીક લેખકે ચતુરાઈથી જોડી કાઢેલી હોય છે. એનો એક નમૂનો જોવા જેવો છે. એ છે 'માથાના કામ' સંબંધી ટુચકો. માથાનું કામ તો બહુ ભારે એ નિર્ણય તારવવા પર આવતા વકીલ, દાક્તર ને માસ્તરની વાત સાંભળી નવાઈ પામતા ચોથા ગૃહસ્થ ટ્રેનમાં બોલી ઊઠે છે :

"એમ?" ચોથા ગૃહસ્થ બોલ્યા : "હું તો સોળ કલાક માથાનું કામ કરું છું. સવારના છથી રાતના દશ સુધી પણ વચ્ચે ફક્ત સવારસાંજ ખાવાના બે કલાકનો આરામ લઉં છું."

"તો શું ડાક્તર છો ?"

"વકીલ છો ?"

"પ્રોફેસર છો ?"

ત્રણે જણ સાથે બોલી ઊઠ્યા. ઠંડે પેટે તેણે જવાબ આપ્યો, "ના જી, હજામ છું."

'માથાના કામ'માં છે તેવી શાબ્દિક રમત પણ આપણા હાસ્યકાર ઘણીવાર સફળતાપૂર્વક પ્રયોજે છે. 'હવે હું મૌનને આણું કરું' એ વાક્ય ( પૃ. ૨ ), 'કેળવણીકાર' ને 'કલાકાર' એ બે શબ્દોમાંના 'કાર' નો 'કાર=મોટર'ની જોડે સંબંધ ( પૃ. ૨૩ ), 'લોટ', 'નોટ' ને 'વોટ'નો પ્રાસ ( પૃ. ૮૧ ), 'થેંકયું-શૂંકયું'ની વાત ( પૃ. ૭૬ ), 'ગુજરી' ( પૃ. ૯૨ ) અને 'રાજનગર' ( પૃ. ૯૩ ) નામોની સાર્થતા, શેર, ( ૧૦૭ ), સ્ત્રીપ્રમુખને કરવાનાં સંબોધનોનો વિચાર ( પૃ. ૧૧૦ ), અને મહારથી-અતિરથી જેવા જૂના શબ્દો પરથી મહાવિમાની-અતિ-વિમાની જેવા શબ્દોનો પ્રયોગ ( પૃ. ૧૨૫ ) આની સાક્ષી પૂરશે.

એવી જ રીતે અતિશયોક્તિ પાસેથી પણ તેમણે કામ લીધું છે. 'શૌર્યના પ્રયોગો'માં તેમ જ માથાના કામ સંબંધી ઉપર ઉલ્લેખેલા

ટુચકામાં વકીલ તથા દાક્તરની વાતોમાં એનો ઉપયોગ થયો છે. પણ હાસ્યને માટે અતિશયોક્તિનો ઉપયોગ પરાપૂર્વથી ચાલ્યો આવે છે. દલીલને અર્થહીનતાની હદ સુધી ખેંચી અથવા પ્રમાણ બહાર ચાલ્યા જઈ આલેખન કરી કેટલીકવાર સુધારણાપાત્ર વિચારદોષ, વર્તનદોષ કે દંભનું ઉપહાસમય આલેખન કરી તેના પ્રત્યે ધ્યાન આકર્ષવાનું એવા પ્રયોગોનું લક્ષ્ય હોય છે. 'આપણું પાટનગર'માં અમદાવાદીઓની અહિંસાનું આવું આલેખન કર્યું છે. 'કેળવણીની કલા'માંનો નીચેનો ફકરો,

"ત્યારે આપણે એમ કરો," મેં કહ્યું, "કે કોઇને પરીક્ષામાં બેસવાની કે ભણવાની પણ ફરજ પાડવામાં આવશે નહિ, કે કોઈની હાજરીની ય જરૂર નથી. જે જેટલા વર્ષની ફી આપશે, તે તેટલા ધોરણમાં પાસ થયો ગણાશે. અને સાત વર્ષની ફી સામટી ભરનારને નૉનમેટ્રિકનું સર્ટિફિકેટ આપવામાં આવશે." (પૃ. ૨૦)

તેમ જ 'પરીક્ષાની પરીક્ષા'માંના પરીક્ષ્યો માટે સૂચવેલા નિયમોના અને પૂછવાના પ્રશ્નોના આપેલા નમૂના અતિશયોક્તિથી ગંમત કરાવીને પછી આજની કેળવણી ને શાળાઓને વિશે અણકથ્યું કેટલુંક વિચારવાનું સૂચવી જાય છે. તેવી જ રીતે "શૌર્યના પ્રયોગો"માં શાન્તિલાલના શાંતિપ્રયોગનું કર્યું છે તે આલેખન એ લેખના અન્તમાંની આઠ પદ્યપંક્તિઓનું રહસ્ય કથવા સારુ પ્રયોજાયું છે.

એ પંક્તિઓ આપણા લેખકની એક બીજી શક્તિની વાત કરી જાય છે. એ શક્તિ તે પદ્યલેખન અને પ્રતિકવિત્વની. ગદ્યની માફક પદ્યમાં ય હાસ્યપ્રયોગો એમણે કેટલાક કરેલા છે, જેના આ સંગ્રહમાં વાત થાય છે તે પંક્તિઓ (પૃ. ૧૦૨), છુટકારાનું કાવ્ય (પૃ. ૪૮–૪૯), તથા મુંબઈની આકાશી વાણીનું 'રેડિયો' લેખમાંનું કાવ્ય એ ત્રણ નમૂના કે પ્રતિનિધિ છે. એવાં કાવ્યો વધુ સંખ્યામાં તો એમના 'કેતકીનાં પુષ્પો'માં છપાયાં છે. 'મારું છાપું'માંનો છાપાંના અગ્રલેખનો

'રૂપિયાની રામ ચણનો રસિક રકાસ હજુ તો રગળે છે. ત્યાં વળી ઘઉંનો ગોટાળો ઘણું ઘણું ગભરાવે છે. પણ ગગનના ગુંબજમાંથી જોબસ્વરે ગુંગળામણને મીટાવનારો મહામંત્ર મળશે જ મળશે. માંધાતાઓ મગતરાં બને, તોપ અને તલવારોની તડાતડી તડૂકે, પણ ચમરબંધીઓના ચમકારાભર્યા ચળકાટ ચરેરાટી જ ઉપજાવશે......'

લેખકની કલમમાંથી ટપકેલો એ નમૂનો તેમની નકલશક્તિ બતાવી આપે છે. એ નમૂનો કોની શૈલીની હાસ્યલક્ષી નકલ કે પ્રતિનિર્માણ છે એ વાંચનારા તરતજ ઓળખી જશે.

આમ કટાક્ષ, મશ્કરી, ટુચકા, શબ્દરમત, અતિશયોક્તિ, પ્રતિલેખન (નકલ) જેવી સામગ્રીથી સજ્જ બની આ હાસ્યકાર વાચકોને હસાવવા મેદાને પડયા છે. એમનો હાસ્યરસ સ્થૂલ નથી. કેળાંની છાલ પર પગ આવવાથી પડી જવાની, કે પવને ઉડાડેલી પાઘડીની પાછળ દોડતા ફાંદવાળા માણસની વાત અ . નથી, તેમ સુરતી, કાઠિયાવાડી, ચરોતરી કે પારસી બોલીથી હસાવવાનો પ્રયત્ન અહીં દેખાતો નથી. 'પરિહાસ'નું હાસ્ય બહુધા બુદ્ધિલક્ષી જ રહેલ છે. બુદ્ધિલક્ષી વિનોદકારની મોટી મૂડી એની અંતઃસ્થ હાસ્યરસેન્દ્રિય અથવા વિનોદદૃષ્ટિ અને એનું જીવનનિરીક્ષણ. એ મૂડી સ્વ૦ નવલરામે પોતાની પાસે ઠીક પ્રમાણમાં છે એ આ લેખોથી સિદ્ધ કરી આપ્યું છે. જીવનમાં ચોમેર હાસ્યપાત્ર અંશો પડેલા હોય છે તેને પકડવાની એમને નજર છે, અને એમનું જીવનનિરીક્ષણ ઊંડું ન હોય તો ય વ્યાપક ઘણું છે. સીવણની ને એડવોકેટ કોલેજો (પૃ. ૧–૨ ), સ્ત્રીઓની ટૂંકી ને શૂન્યવત્ બાંયના કબજા પહેરવાની વચમાં આવી ગએલી ફેશન, અમદાવાદની ગુજરીનો વેચાઉ માલ, છાપાંની દવાની જાહેરખબરો, પ્રમુખ બનનારાઓના પ્રકાર ને તેમની ખાસિયતો, કશું જ એ નજરને અજાણ્યું નથી. 'મોંઘવારીમાં શું કરશો ?' એ લેખ તો એમણે પોતાની ઝીણી વ્યવહારુ નજરનો હાસ્ય તેમ ગાંભીર્ય બંનેના લાભાર્થે કેવો વિનિયોગ કર્યો છે

એ, તેમજ એમનું જીવનનિરીક્ષણ, બંને બનાવી આપે છે.

એમના હાસ્યની બુદ્ધિલક્ષિતા કેળવણી, ધર્મ, લગ્ન, સાહિત્ય, રાજકારણ જેવા એના વિષયો તેમ 'મૌન', 'વાણી', 'ઉપદેશ', 'પ્રચાર' આદિ પરના એમના લેખો પુરવાર કરી આપે છે. કેળવણી સંબંધી લેખોમાં આજની કેળવણી ને આજની નિશાળો વારંવાર એમના હાસ્યકટાક્ષનું નિશાન બનેલ છે, જેમ શ્રી. ઝીણા અને તેમનું વર્તમાન રાજકારણ પણ એકથી વધુ લેખોમાં મુખ્ય વિષય કે નિશાન બનેલાં છે. છાપાંમાં આવતી જાહેરખબરો અને તેના અગ્રલેખોએ પણ લેખકનું મગજ થોડુંક રોકેલું છે. 'પ્રચાર', 'ટૂંકા રસ્તા' અને 'ધર્મનું મહત્ત્વ' જેવા લેખો ધર્મ સંબંધી આપણા આચારમાં રહેલ દંભને કટાક્ષ વિષય બનાવે છે. વળી બધા જ લેખોમાં કંઈને કંઈ એવું આવે છે જે લેખકનાં વાચન અને અનલ્પ માહિતીભંડોળનો આપણને ખ્યાલ આપી જાય છે. સાહિત્યવિષયક ઉલ્લેખો પણ અવારનવાર વેરાયેલા માલૂમ પડે છે, જોકે સાહિત્ય પર, એને મુખ્ય વિષય બનાવતા, લેખો 'કેતકીનાં પુષ્પો'માં છે એટલા અહીં નથી.

ભેજાની ફલદ્રુપતા બુદ્ધિલક્ષી હાસ્યકાર પાસે હોય નહિ તો એનું કામ ચાલે નહિ. એક મુદ્દા પર બોલતાં ટેકા, દલીલો કે દષ્ટાન્તો માટે બીજી કેટલી ય વાતો આમતેમથી લાવીને હાજર કરી દેતાં તેને આવડવું જોઈએ. નવલરામની એ ફાવટ પણ સારી છે. 'માર્ક બનાવવાનું કારખાનું' જેવા લેખમાં શીર્ષક સૂચવે છે તે વાત તો થોડી જ જગ્યા રોકે છે, અને એને વિષે ધર્મના ક્ષેત્રમાં માણસોએ અને ઇતિહાસના ક્ષેત્રમાં અંગ્રેજોએ હિંદમાં લીધેલા ટૂંકા રસ્તાની વાત પ્રસ્તાવના લેખે લંબાણથી રજૂ થાય છે. 'પ્રચાર' લેખમાં ગીતાની મૂર્તિ વિશે વાત કરતાં V સંજ્ઞાની, આગગાડીના સ્ત્રીઓના ડબ્બાં પર ચિતરાતાં સ્ત્રીઓનાં ચિત્રની અને સત્યનારાયણમાહાત્મ્ય

બની જતી સત્યનારાયણકથાની વાતો લાવીને તેઓ ખડી કરી દે છે, અને સ્ત્રીઓનાં ચિત્રોને જાહેરખબરોમાં અપાતા મહત્ત્વને સંભારી તેની પાછળ પ્રવર્તતી દૃષ્ટિને ય સન્માનવાનું ગીતામૂર્તિપ્રવર્તકે કર્યું છે એમ કહી એના બચાવને મિષે એની સકટાક્ષ મશ્કરી કરે છે. 'વાણી' ને 'મૌન' જેવા વિષય પર લખતાં ઈધરઉધરથી અનેક ટુચકા ને વાતોની પલટણ તે ખડી કરે છે, અને 'કાંઈ ન કરવા વિષે' પર પણ ચાર પાનાં લખી કાઢે છે આ ફલદ્રુપતાને જ લીધે.

આ બધા લેખો હાસ્યકટાક્ષ ને પરિહાસના છે એ ખરું, પણ **परिहासविजल्पितं सखे परमार्थेन न गृह्यतां वचः** એમ તેના લેખકથી કહેવાય તેમ નથી. એમણે એમ કહ્યું હોત તો યે આપણે તેને બહુ માનત નહિ. ટોળટીખળ અને હાસ્યકટાક્ષ બે ઘડી મોજને કે કાળક્ષેપને માટે, કે જીવનનો બોજો હળવો કરવા, યા તેમાંથી એટલા વખત પૂરતું ભાગી છૂટવા હોઈ શકે એની ના નથી. બીજી બાજુ, તેને કોઈ ગંભીર પ્રયોજનનું સાધનં કે બુરખો પણ બનાવી શકાય છે. આ ઇષ્ટ પ્રયોજન ઉત્તમ હાસ્યકારોનું હોય છે સંસ્થા, પ્રણાલિકા કે વ્યક્તિની નબળાઈઓ, સ્ખલનો, ખાસિયતો અને દંભ કે મિથ્યાચારને હાસ્યપાત્ર બનાવી તેની સુધારણાની અગત્યનો ઈશારો કરવાનું. એના મૂળમાં માનવદ્વેષ નહિ પણ માનવપ્રેમ હોય છે. ઘા મારીને નહિ, પણ હસાવી–રમાડીને હાસ્યકાર માનવીને ને જગતને સુધારવા મથે છે. આમ છે તો, કાન્તાસંમિત ઉપદેશ એકલો કવિતાનો જ નહિ, હાસ્યનો પણ ગણવો જોઈએ. નવલરામ પણ પ્રકૃતિએ અને વિચાર વલણે સુધારક હતા. એમના અગંભીરપણાની નીચેથી ચર્ચિત મુદ્દા પરત્વે અમુક નિશ્ચિત વલણો અને દૃષ્ટિબિંદુવાળી વ્યક્તિ તરત પરખાઈ જાય છે. 'મોંઘવારીમાં શું કરશો ?' ને અંતે પોતે ગંભીર છે એમ પોતાની જાતને પ્રમાણપત્ર આપ્યું છે એ તો ઠીક, પણ આજની કેળવણી ને ધંધાદારી નિશાળો, શ્રી. ઝીણાનું રાજકારણ, ટૂંકા રસ્તાની

તરકીબો ( પૃ. ૫૦–૫૨ ), ગીતાની મૂર્તિપ્રતિષ્ઠા અને મંદિર બાંધવામાં કામે લાગનાર અંસજોને મંદિરપ્રવેશની મનાઈ જેવા મુદ્દાઓ પરત્વે વિપરીતલક્ષણાના પ્રકારના નવલરામના કટાક્ષમારા પરથી તેમનું અંદરનું ગાંભીર્ય વાચક સહેલાઈથી પકડી શકે તેમ છે. પુસ્તકને આઠમે પાને તો તે પોતે જ ગંભીરતામાં આવેશ સાથે શ્રી. ઝીણાને જવાબ આપવા મંડી જાય છે, અને 'પ્રભુતામાં પગલાં' હાસ્યાભાસી છે એટલું જ, બાકી તો એવા અનેક રંજનલાલોની 'દિલની દુગ્ધા'ને પોતાની કરી ગંભીરકરુણ ભાવે એ સમસ્યા એમણે ત્યાં રજૂ કરી છે. 'આપણું પાટનગર'માં ગુજરીમાં વેચાતી મળતી સ્ત્રીઓની સાંભળેલી વાતને રૂપક તરીકે ઘટાવી, ગુજરાતી સમાજમાં જોયાજાણ્યા વિના જ લગ્નો થાય છે એ બતાવતી વેળા પણ સુધારક લેખક ગંભીર બની, એક રીતે 'પ્રભુતામાં પગલાં' લેખમાં વર્ણવેલ પરિસ્થિતિનું કારણ સમજાવી દે છે. આ બધાનો સાર એ કે આ પરિહાસનું 'પરમાર્થેન' ગ્રહણ કરવા જેવું આ પુસ્તકમાં કશું નથી એમ નથી. બીજા શબ્દોમાં, આ ાંનું હાસ્ય નિરુદ્દેશ ટીખળ જેવું નથી, પણ એના લેખકના 'કેતકીનાં પુષ્પો'ની પ્રસ્તાવનામાંના "જીવનના વિવિધ પ્રશ્નો ઉપર અહીં છૂટોછવાયો પ્રકાશ નાખવા પ્રયાસ કર્યો છે. તેમાં પ્રકાશ સીધો નહિ પણ બાજુમાંથી–મોટે ભાગે ડાબી બાજુએથી–આવે છે, જેને આંખને માટે દાક્તરો ઉત્તમ ગણે છે." એ શબ્દોને આ સંગ્રહના લેખો માટે પણ સાચા ઠરાવે એવું છે.

સ્વ. નવલરામના હાસ્યને ગૂજરાતના અન્ય હાસ્યકારોના હાસ્ય જોડે સરખાવવા–વિરોધાવવાની અને એમનું એ બધામાં કયું સ્થાન તે ચર્ચવાની ચેષ્ટા, આડંબર કે પંચાત કર્યા વગર આટલું તો આ 'પરિહાસ'ની લેખસામગ્રીના વાચનને આધારે અવશ્ય કહી શકાય તેમ છે કે સ્વ નવલરામમાં આપણા સફળ નર્મમર્મવિદોની પંગતમાં એમનું આસન નક્કી કરી આપે તેવી વિનોદવૃત્તિ અને જીવનના

હાસ્યાંશો પકડવાની તેમજ હળવી કટાક્ષપ્રધાન શૈલીમાં તેને આલેખવાની ફાવટ તો હતાં, અને એથી બધા જ લેખો એકધારી એકસરખી કક્ષાના નથી તેમ એકસરખું હસાવે એવા નથી હતાં, એમના હાસ્યલેખોનો આ સંગ્રહ પોતાના પ્રકાશનને વાજબી ઠરાવે છે. 'કેળવણીની કલા', 'જાહેરાતની કલા', 'આપણું પાટનગર', 'પ્રચાર' જેવા લેખો પુસ્તકસ્થ બની જરાક સ્થાયી સ્વરૂપ પામે એ જરૂરનું હતું. એ જરૂર સંતોષવા મથતો આ સંગ્રહ અકાલસ્વર્ગસ્થ વિનોદપ્રિય નવલરામના સંભારણા તરીકે તેને ઘટતો સત્કાર ગૂજરાતમાંથી પામશે જ એમાં શંકા નથી.

બે શબ્દ સંગ્રહમાં છેલ્લા છપાયેલા લેખ વિશે. 'હાસ્યરસની માનસભૂમિકા' શીર્ષકધારી એ લેખનું કર્તૃત્વ ( કે કર્ત્રીત્વ ? ) સ્વર્ગસ્થનાં પુત્રી સૌ. ઈંદિરાનું છે. હાસ્યના ઉદ્‌ભવનાં જુદાં જુદાં કારણો, જુદા જુદા હાસ્યપ્રકારો અને તે વિશે પ્રચલિત ભિન્ન ભિન્ન મતો રજૂ કરી એનું સંક્ષિપ્ત પણ સારગ્રાહી તેમ સદૃષ્ટાન્ત પૃથક્કરણ કરી આપતી પુત્રીની હાસ્યમીમાંસા પિતાના હાસ્યલેખોની પછી છાપવામાં પ્રકાશકે કશું ખોટું કર્યું નથી, એમ એના વાંચનારને જરૂર લાગશે.

અમદાવાદ : } ભોગીન્દ્રરાવ ત્ર. દિવેટિયા
૨૪–૧૦–૪૫ }



# મૌન

મૌનનો મહિમા સમજાવવા માટે બોલવું પડે, એ કદાચ વિચિત્ર લાગશે—પણ એમાં તો 'મહાજન ચાલે તે માર્ગ' એ ન્યાયને હું અનુસરું છું. અત્યારની લડાઇ શાન્તિ સ્થાપવા માટે છે, એમ દરેક પક્ષે નથી કહ્યું? તે જ પ્રમાણે ગઈ લડાઇ વખતે પણ કહેવામાં આવ્યું હતું કે જગતમાં શાન્તિની સ્થાપના કરવા માટે સૌ લડી રહ્યા છે, અને કોઇએ કહ્યું નથી છતાં હવે સૌની ખાત્રી થઇ હશે કે ફરીથી લડી શકાય તે માટે પછીથી સંધિ કરવામાં આવી હતી. સંધિમાંથી લડાઇ જન્મે છે અને લડાઇમાંથી સંધિ જન્મે છે, તે જ પ્રમાણે મૌનમાંથી વાણી અને વાણીમાંથી મૌનનો જન્મ થાય છે.

જ્ઞાનમાંથી અજ્ઞાન અને અજ્ઞાનમાંથી જ્ઞાન એ પણ બીજું દ્વંદ્વ છે એ કદાચ એકદમ નહિ સમજાય. પણ જેને નથી આવડતું તે ભણાવે છે અને આવડે છે તે આચરે છે, એ દૃષ્ટાંત પરથી કદાચ સમજાશે. છતાં ન સમજાય તો એ દૃષ્ટાંત સમજાવવા માટે બીજું દૃષ્ટાંત આપું. જેને સીવતાં આવડે છે, તે દરજીની દુકાનો માંડી સીવવા માંડે છે, પણ જેને સીવતાં આવડતું નથી, તે સીવણની શાળાઓ અને કોલેજો કાઢે છે. આપણે ત્યાં હમણાં સીવણની કોલેજો વધી પડી છે, તેનું આ જ કારણ છે. પહેલાં એક કોલેજ થઇ તેમાં જેટલાં ભણ્યાં તેમને સીવતાં ના આવડ્યું, પણ સીવતાં શીખવતાં આવડ્યું. એટલે કે કેમ વેતરી શકાય, કેમ સોયમાં દોરો પરોવી શકાય, વગેરે બાબતો પર ભાષણ કરતાં આવડ્યું. આ બધાઓ જ્યારે તૈયાર થઇને બેકાર પડ્યા, ત્યારે તેમણે પોતાને જે શીખવવામાં આવ્યું હતું તે બીજાઓને શીખવવાની કોલેજો કાઢી અને આ પ્રમાણે ચાલ્યું. તેથી ભલે સીવણનું કામ ન ચાલ્યું, પણ તેથી મહાન એવું સીવણનું શિક્ષણ ચાલ્યું.

તે જ પ્રમાણે ભલે મારું મૌન ન ચાલે પણ મૌન લેખ તો આગળ ચાલે જ છે.

ઉપર મેં સીવણ વિષે લખ્યું તે પરથી મને એક વિચાર આવ્યો. દલપતરામે જેમ 'દરજીની અરજી' કાવ્ય લખી દરજીની ફરિયાદ ચિરંજીવી બનાવી, તેમ કોઇ મારી સામે પણ કરે માટે કહી નાખું છું કે એ જ પ્રમાણે વકીલાતનું, દાક્તરનું વગેરે શિક્ષણો પણ ચાલે છે. જેમની વકીલાત બિલકુલ ચાલતી ન હોય તે 'એડવોકેટ' ની કૉલેજ કાઢે છે, અને જેમને ત્યાં દરદીઓ ન ફરકતા હોય તે દાક્તરી કૉલેજ કાઢે છે. આ માટે દૃષ્ટાંતો આપવાની જરૂર નથી. આસપાસ નજર કરશો તો ઘણા દેખાશે. આનો ચેપ હવે સાહિત્યના ક્ષેત્રમાં પણ લાગી ચૂક્યો છે. જેમણે કાંઇ લખ્યું નથી એ કેમ લખવું તે વિષે લેખકોને શિખામણ આપવા નીકળી પડે છે. એક ગૃહસ્થને એમ થયું કે થવું તો લેખક જ થવું. એટલે તે પોતાનો મુંબઇનો કાપડનો ધંધો સંકેલી લઇ, ગામડામાં આવી રહ્યા. ત્યાં એક બગીચાવાળા મકાનમાં અભ્યાસખંડ સજ્જ કર્યો. ઉત્તમ ટેબલ, રંગબેરંગી અનેક માપના કાગળો, શાહીઓ અને પેનોથી ઘર ભરી દીધું. લાઇબ્રેરી પણ સરસ બનાવી. ખુરશી પણ સુંવાળી ગાદીવાળી ગોઠવી દીધી. આસપાસ શાન્તિ રહે એવો બંદોબસ્ત કર્યો. અને પછી સવારમાં ચા, નાસ્તો લઇ લખવા બેઠા તે સવારના સાતથી બપોરના બાર સુધી. પણ 'ૐ તત્ સત્ પરમાત્મને નમઃ'થી આગળ વધાયું જ નહિને! છેવટે તેમને યાદ આવ્યું કે તેમની પાસે બધું હતું, પણ માત્ર લખવા માટે વિષય જ ન હતો. એ સામગ્રી તેમણે મગજમાં ભરી ન હતી. આ વખતે તેણે કેમ લખવું—લેખનની પૂર્વ તૈયારી —એવો લેખ લખ્યો હોત તો અવશ્ય ઘણો સારો લખી શકાત.

પણ હવે હું મૌનને ગ્રહણ કરું.

મૌન ત્રણ પ્રકારનું હોઇ શકે. વિચારનું, વાણીનું અને વર્તનનું.

જ્યાં વિચારનું મૌન હોય ત્યાં વાણીનું મૌન અવશ્યક છે.

એક વખતે ટ્રેનમાં ચાર માણસો બેસી વાતો કરી રહ્યા હતા. વાર્તાલાપનો વિષય ફરતો ફરતો 'માથાનાં કામ' ઉપર આવ્યો. અત્યાર સુધી ત્રણ જ માણસો વાતો કરી રહ્યા હતા, અને ચોથો, પેલા વેદાંતના પક્ષીની માફક, તેમાં જાતે ભાગ લીધા વિના, માત્ર કાન દ્વારા જ તેનું પાન કરી રહ્યો હતો. પણ હવે તેને વાતમાં ભળવાની તક મળી હોય એમ લાગ્યું. એકે કહ્યું: 'અમારું વકીલોનું કામ ઘણું આકરું! હું તો પાંચ કલાકની કોર્ટની માથાફોડ પછી એવો થાકી જાઉં છું કે ઘેર કદી અસીલોના કાગળો આવે તો જોતો પણ નથી. તેથી એક દિવસ કેસના કાગળોના બદલે મારા છોકરાની પરીક્ષાના પેપરો, જે ટેબલ ઉપર પડયા હતા, તે લઇને કોર્ટમાં વાંચવા મંડયો હતો.'

ખડખડાટ હાસ્યધ્વનિ—જેમાં હવે નંબર ચાર પણ ભળ્યા હતા—વચ્ચે બીજા ગૃહસ્થ બોલ્યા: 'અરે, મારું પણ એવું જ છે. દવાખાનાના ૭ કલાકના કામથી એવો મૂંઝાઇ જાઉં છું કે એક વખત ઓપરેશન કરતાં એક નાનું હથિયાર જ દરદીના પેટમાં મૂકી દઈ ટાંકા મારી દીધા હતા.'

'એ તો સારું થયું. બીજી વખત ઓપરેશનની તક મળી હશે.' માસ્તરે મોં મલકાવી કહ્યું.

'ત્યારે તમારી શી વાત છે?' ચોથાએ માસ્તરને સંબોધી કહ્યું.

'હું તો માત્ર એટલું જ કહું છું કે સાંજસવારના ચાર કલાકના ટયૂશનથી એવો થાકી જાઉં છું કે કલાસમાં ખુરશી પર બેસી ટેબલ પર લાંબા પગ કરું છું ત્યાં ઊંઘ જ આવી જાય છે. માથાનું કામ ઘણું આકરું!'

'એમ?' ચોથા ગૃહસ્થ બોલ્યા: 'હું તો સોળ કલાક માથાનું કામ કરું છું. સવારના છથી રાતના દશ સુધી. પણ વચ્ચે ફક્ત સવાર સાંજ ખાવાના બે કલાકનો આરામ લઉં છું.'

'તો શું દાક્તર છો?'

'વકીલ છો?'

'પ્રોફેસર છો?'

ત્રણે જણે સાથે બોલી ઊઠયા. ઠંડે પેટે તેણે જવાબ આપ્યો, 'ના જી, હજામ છું.'

ત્રણે જણ આથી અત્યંત હસી પડયા. પણ આમ શાથી બન્યું, એ બિચારા હજામને સમજાયું જ નહિ. પોતે તેમની માફક માથાના કામનો ચોર તો ન હતો! પણ હોય, ગરીબનું નસીબ જ ગરીબ! તેને કહેવત યાદ આવી:

> સઇ ચોરે કાપડું, સોની ચોરે રતી,
> હજામ બિચારા શું ચોરે? માથામાં કંઇ નથી.

એવો અન્યાય તેને અહિં પણ લાગ્યો.

અહિં મૌનભંગથી હજામને પહેરવેશને લીધે મળેલું સર્વ માન ચાલ્યું ગયું, તે પરથી કોઇ એમ ન માને કે મૌનના સંબંધમાં 'નહાયા તેટલું પુણ્ય' એ ન્યાય લાગુ પડતો નથી. મૌનની પોલિસી તો, કેટલીક વીમા કંપનીઓ કહે છે તે પ્રમાણે, અમુક પ્રીમિયમ ભર્યા પછી, 'લેપ્સ' થતી જ નથી, જેટલા હપ્તા ભરી પોલિસી ચાલુ રાખી હોય, તેનો લાભ તો મળી જ જાય છે. તે માટે, જિંદગીના વીમા શરૂ થયા તે પહેલાનું દૃષ્ટાંત આપું તો, કાલવ્યુત્ક્રમનો દોષ વિવેચક બંધુઓ નહિ મૂકે એવી આશા રાખું છું.

અમદાવાદમાં હાલ ગુજરીમાં કટાએલ લોઢું અને રદ્દી પુસ્તકો મળે છે, પણ બાદશાહી જમાનામાં હાથી વેચાવા આવતા. તે પ્રમાણે એક હાથી કારંજ પાસે ઝૂલતો ઊભો હતો. કુતૂહલપ્રિય જનો અને ગ્રાહકોની વચ્ચે એક માણસ તાકી તાકીને નિહાળી રહ્યો હતો. વેચનારને થયું કે માણસ લાગે છે હાથીનો પારેખ. એક બાજુ બોલાવી કહ્યું: 'કાંઇ બોલશો નહિ. સો રૂપિયા બક્ષીસ.' હાથી તો વેચાઇ ગયો, એટલે બક્ષીસ આપી વેચનારે પૂછ્યું: 'શી ખોડ હતી, સાહેબ?' 'ખોડ?' તેણે કહ્યું, 'ખોડ ઘણી મોટી હતી. આ જાનવરને બન્નો બાજુ પૂંછડા છે. એક

તો જાણે બરાબર છે. પણ બીજું વગી સૂઝી ગયું લાગે છે, તો હાથી ખાયપીએ કેવી રીતે ?' અહીં જરૂર જેટલી મુદત મૌનની પોલિસી ચાલુ રાખવામાં આવી હતી, ધારણ કરનારને નિશ્ચિત લાભ મળી ગયો.

વિચારના મૌનનો આટલો મહિમા ગાયા પછી હું હવે વર્તમાન મૌન ઉપર આવીશ.

જ્યાં વર્તમાનનું મૌન હોય, ત્યાં વાણીના સંપૂર્ણ મૌનની આવશ્યકતા નથી.

સંસ્કૃતના એક અધ્યાપક હતા. ગીતા વિષેનું તેમનું જ્ઞાન વિદ્યાર્થીઓના મહદાશ્ચર્યનો વિષય હતો. એવામાં લોકમાન્ય તિલકનું 'ગીતા રહસ્ય' પ્રકટ થયું. આવા મહાન અધ્યાપક ગીતા વિષે કાંઇ જ ન લખે, અને એક ઉદ્દામ રાજદ્વારી પુરુષ, ગીતાનું રહસ્ય સમજાવવા માટે પુસ્તક લખે ? વિદ્યાર્થીઓને તેમાં પોતાના ગુરુની મહત્તાનો લોપ થતો લાગ્યો. છેવટે ડરતાં ડરતાં એક શિષ્યે પૂછ્યું: "સાહેબ ! આપે 'ગીતા રહસ્ય' વાંચ્યું ?" હિમાલયની ટાઢાશથી ગુરુએ કહ્યું : 'જોયું !' બસ. શિષ્યોના સર્વ સંશયો છિન્ન થઇ ગયા. 'જોયું જોયું હવે, એમાં શો માલ છે?' વગેરે વાક્યો અત્યંત ઊકળી જઇને કોઇ બોલે તેના કરતાં પણ વધારે વિરોધ આ એક ધીમેથી, દાંત ભીડીને બોલાયેલ શબ્દમાં હતો. પછીથી મહિનાઓ સુધી કૉલેજમાં અને કૉલેજનાં રસોડાઓમાં એક જ વિષય પ્રિય થઇ પડ્યો : પ્રોફેસર સાહેબ કેટલા મહાન ! લોકમાન્યના ગીતારહસ્યમાં કંઇ જ નથી. આ અભિપ્રાય ફક્ત એક જ શબ્દમાં, કેવા સૂચક અભિનય સાથે પ્રોફેસર સાહેબે દર્શાવ્યો હતો ! તે વાર્તા પછીથી ઐતિહાસિક બની ગઇ. ઠંડી તાકાત તે આનું નામ.

જેમ મહાન દરદો, ઘણા સૂક્ષ્મ પ્રમાણમાં ઔષધ આપીને હોમીઓપથી મટાડે છે, તેમ વાણીના અલ્પ વ્યવહારથી આ ગુરુજીએ પોતાની અકર્મણ્યતાના મહાન પર્વતને પીગળાવી નાખ્યો. અહીં વાણી અતિ અલ્પ

પ્રમાણમાં હોવા છતાં વિજય મળ્યો તે મૌનનો જ મહિમા હતો એમ કહી શકાય. મૌનનો મહિમા જેટલો ગણાવીશ તેટલો થોડો છે. સ્વમાન–જે સદ્‌ગુણની કિમ્મત હમણાં ઘણી વધી ગઇ છે– એના રક્ષણ માટે મૌન એ ઘણો મોટો ઉપાય છે.

હડિયાણા કરીને કાઠિયાવાડમાં એક ગામ છે. તે ગામમાં હરબાઇ નામે એક ડોશી રહેતાં હતાં. તે ભાગ્યે જ કાંઇ બોલતાં તેથી તેમનું સર્વમાં ઘણું વજન પડતું હતું. કોઇને કાંઇ તકરાર પડે તો હરબાઇની સલાહ લેતા અને હરબાઇ બોલ્યા વિના જ, માત્ર સ્મિતથી, એ સર્વ તકરારોનો અંત લાવી દેતાં. આમાં કાંઇ નવાઇ પામવા જેવું નથી. ગુરુ જો મૌન રાખે તો શિષ્યના સર્વ સંશયો છિન્ન થઇ જાય છે, એ ઉક્તિ તો જાણીતી છે. ગુરુને શિષ્ય કાંઇ પૂછે તો તેને આવડવું જ જોઇએ એવું જરૂરી નથી. પણ તેને પરિસ્થિતિનો સામનો કરી ગુરુપદ જાળવી રાખતાં આવડવું જોઇએ. આવા અણીને વખતે, ગુરુએ ગંભીર મોં કરી, શિષ્યની સામે જોઈ રહેવું. પછી જરા આંગળી ઊંચી કરવી. શિષ્ય તો પ્રશ્નોથી, અને તે માટે ચાલી શકે તેવા ઉત્તરોથી સજ્જ જ હોય છે, એટલે એ બોલવા માંડે છે; અને ગુરુ જો જરા વાર મૂંગા રહી જાય અને મોં ભારેખમ રાખે, તો શિષ્ય એની મેળે ખુશ થઇ જાય, તેના મનમાં જેટલો ઊભરો હોય તે બધો ખાલી થઇ જાય, એટલે તેને લાગે છે કે મારા સંશયનો અંત આવી ગયો છે. આવી રીતે શિષ્ય ખુશી થાય એમાં કાંઇ નવાઇ નથી. ગુરુ જો કાંઇ બોલ્યા હોત તો ગુરુએ કહ્યું કહેવાત, પણ ગુરુના મૌનથી શિષ્યનું સ્વમાન પોષાય છે. પોતાને જવાબ આવડતો હતો એવી તેને ખાત્રી થાય છે, અને તેથી આવી ખાત્રી કરાવી આપનાર ગુરુ તરફ તેને ભક્તિભાવ ઉત્પન્ન થાય છે.

આવા પ્રકારનાં ગુરુ હરબાઇ હતાં. પણ તેમનાથી એક વખત ભૂલ થઇ ગઇ. એક વખત તેમને કોઇ માણસે સોનીને ત્યાં બેસાડયાં. સોનીએ બધું સમજાવી છેવટે કહ્યું : 'જુવો ડોશીમા, આ પંદર ગદિઆણા ને પાંચ વાલ સોનું છે.' ડોશીને લાગ્યું કે જ્યારે પોતાના પર વિશ્વાસ મુકવામાં

આવ્યો છે, ત્યારે કામ બરાબર કરવું જોઇએ. એટલે દાવકું મોં રાખી પૂછ્યું. 'એ તો બરાબર, પણ વાલ મોટો કે ગદિઆણો ?' તે પરથી કહેવત પડી છે :

હડિયાણામાં હરબાઇ ડાઇ,
વાલ મોટે કે ગદિઆણો, ભાઇ !

નળ રાજાના શરીરનો થોડો ભાગ, એક વખત સ્નાન કરતાં કોરો રહી જવાથી, જેમ કલિયુગ પેસી ગયો હતો, તેમ હરબાઇએ આ એક વખત મૌન તોડ્યું, તેથી તેમનું માન ચાલ્યું ગયું.

પણ આ પ્રમાણે સર્વની સ્થિતિ થતી નથી. કોઇ કોઈ વખત મૌનનો ભંગ કરવાથી ખાસ હાનિ ન યે થાય, કારણ લાંબા કાળનું મૌનસેવન તેનું ફળ આપ્યા વિના રહેતું નથી. વળી તેનો આધાર શ્રોતાજનો ઉપર રહે છે.

એક લાલ બુઝક્કડ નામે ડોસા હતા. તેમના ગામ પાસેથી એક વખત હાથી પસાર થયો. ગામમાં કોઇએ કદી હાથી જોયો ન હતો, એટલે આવડાં મોટાં પગલાં કોનાં હશે તે જાણવા માટે બધા બુઝક્કડ પાસે ગયા. લાલ બુઝક્કડ ગંભીર [illegible]કૃતિ ધારણ કરી, પગલાં પાસે ગયા. તેનું માપ લીધું. બારીક અવલો[illegible] [illegible]ર્યું, અને પછી ગંભીરસ્વરે બોલ્યા :

બૂઝે તો લાલ બુઝક્કડ બૂઝે, ઔર ન બૂઝે કોઇ,
પાંઉમે ચક્કી બાંધકે, હરણાં કૂદા હોઇ.

—પગમાં ઘંટી બાંધી કોઇ હરણ કૂદી ગયું લાગે છે! આ વખતે એક પરદેશીએ, જેણે હાથી જોયો હતો તેણે, હકીકત સમજાવવા માંડી. પણ સૌએ તેને હસીને તુચ્છકારી કાઢ્યો. બુઝક્કડ કરતાં વધારે ડાહ્યો એ વળી કોણ ?

એ જ પ્રમાણે જનાબ ઝીણા અત્યારે હિંદ વિષે અભિપ્રાય ઉચ્ચારે છે કે હિંદ એક નથી પણ બે છે. તે ઉપરથી મને હમણાં જ મરણ પામેલ પ્રખ્યાત માનસશાસ્ત્રી ફ્રોઇડનું વાક્ય યાદ આવ્યું છે. ફ્રોઇડે

મનોવિશ્લેષણશાસ્ત્રની કેટલીક શાખાઓ છે, તે વિષે કહ્યું છે: 'મનોવિશ્લેષણની ત્રણ શાખાઓ કહેવાય છે—ફ્રોઇડ, એડલર અને યુંગની; પણ ખરું જોતાં બે જ શાખાઓ છે. એક જે ફ્રોઇડને સમજે છે તેમની, અને બીજી ફ્રોઇડને સમજી શકતા નથી તેમની. તે જ પ્રમાણે જનાબ ઝીણાને કહી શકાય કે હિંદ બે છે. એ સાચી વાત; પણ તેમાંનું એક તે હિંદને સમજનારાઓનું, ચાહનારાઓનું, તેને માટે ફના થનારાઓનું, તેને સ્વતંત્ર જોવા ઇચ્છનારાઓનું; અને બીજું હિંદ છે આઝાદીના માર્ગમાં કાંટા વેરનારાઓનું, સ્વાર્થીઓનું.

પણ એ તો હું કહું છું. કદાચ તમે પણ કહો, પણ તેમના અનુયાયીઓ ઉપર એની અસર થોડી થવાની છે? એટલે એ વિષયમાં મૌન ધારણ કરવું એ જ યોગ્ય છે.

અહિં મૌનનો ઉપયોગ ચોખ્ખો દેખાય છે. પણ હંમેશાં મૌન જ રાખવું જોઇએ નહિ. દરેક નિયમ અપવાદથી શોભે છે. તે પ્રમાણે મૌન પણ પ્રાસંગિક વાણી વડે દીપે છે. સભામાં જેમ મૌન અપંડિતોનું ભૂષણ છે તેમ પંડિતોનું દૂષણ છે. પાણી જોઇ, જેમ ભેંસ ભુરાંટી થઇ ભૂસકો મારે, તેમ સભા જોઇ મુનિઓનાં મૌનવ્રત ચલિત થઇ જાય છે.

બેચાર મિત્રો ભેગા મળી ચા પીતા હોય× ત્યાં કોઇ વિદ્વાન આવી ચડે તો તુર્ત જ પોતાનો પરચો બતાવે. વાત ચાલતી હોય લડાઇ વિષે. કોઇ ભૂલેચૂકે બોલે 'જર્મનીમાં હિટલરનો નાઝી પક્ષ...' ત્યાં તુર્ત જ

---

×શ્રી. કાલેલકરે આવા ઉલ્લેખોના સંબંધમાં એક સ્થળે શંકા બતાવી છે, એટલે ખુલાસો કરવાની જરૂર લાગે છે કે મને તો કોઈ ચાના બગીચાવાળા તરફથી કમીશન મળતું નથી, એટલે અહિં બેચાર મિત્રો ભેગા મળી તકલી કાંતતાં હોય એમ લખવામાં આર્થિક વાંધો નથી, પણ વાસ્તવદર્શનનું ખૂન મારા જેવા પ્રગતિશીલપંથીના હાથે કેમ થાય? એટલે સૌ પોતપોતાની રુચિ પ્રમાણે અહીં સુધારો કરી લે એવી વાચકોને વિનંતી કરવાનું જ રહ્યું.

આગંતુક ગૃહસ્થ સંપૂર્ણ વિનય સાથે પણ પૂરેપૂરી મક્કમ રીતે હાથ આગળ લંબાવી, આંગળી ઊંચી કરી, કહેશે : 'નાઝી નહિ, નાત્સી. મારા પુત્રનો આજે જ જર્મનીથી પત્ર છે, તેમાં તેણે લખ્યું છે...' અને તુર્ત જ બધા ચૂપ થઇ જશે. કોઇ આમ મોં ફેરવશે, કોઇ તેમ, કોઇ મુગ્ધ ભાવે પગના અંગૂઠા વડે ભોંય ખોતરવા લાગશે, તો કોઇ ઊંચું જોઇ ધોળે દિવસે આકાશમાં તારા ગણવા પ્રયત્ન કરશે. ટૂંકમાં, એક ક્ષણમાં આ રસપૂર્વક વાર્તાલાપ કરતા મંડળનો ઉત્સાહ પૂરેપૂરો ઊડી જઇ ત્યાં સ્મશાનની શાન્તિ વ્યાપી જશે. ગૃહસ્થ મજકૂર પોતાના પરાક્રમની અસાધારણ અસર જોઇ, વિજયી યોદ્ધાની માફક સમરાંગણનો ત્યાગ કરી, ઓરડામાં ધીમે પગલે ફરવા લાગશે.

પણ માણસની જાતથી કાંઇ મૂંગા તો ઓછા જ બેસી રહેવાય છે ? એટલે ધીમે ધીમે પાછું બોલવાનું શરૂ થાય છે, અને લડાઇના ખીલા પર જ પાછું વાર્તાલાપનું ગાડું ગબડવા માંડે છે. અને જર્મનીના પ્રચારની વાત કરતાં કોઇ તેના વિશાળી પ્રચારશક્તિ ધરાવતા પ્રચાર-મંત્રીનું નામ લે છે, 'ડૉક્ટર ગોબેલ્સ.' ત્યાં, બાજ પક્ષી શિકાર પર તૂટી પડે તેમ નવા પરોણા એકદમ મંડળ તરફ ફરી, બોલી ઊઠે છે 'ગોબેલ્સ નહિ, ગોબેલ્સ; ડમ્બેલ્સની માફક 'બે' ઉપર ભાર મૂકવાનો. હું જર્મનીમાં હતો, ત્યારે અમારા એક પ્રોફેસરનું નામ આ જ હતું.' થયું ! હવે ફરીથી વાત કરવા માટે કોઇની હિમ્મત ચાલવાનો સંભવ નથી. નેપોલિયને રશિયાથી કૂચ કરી હતી તેવા જ ભાગેલા હૈયે મંડળનો એકએક માણસ વિખેરાઇ જાય છે. સિવાય કે પેલા સજ્જન, જેમની રશિયાના વિશાળ ઠંડા પ્રદેશો જેવી વિશાળ વિદ્વત્તાની ઠંડી તાકાત ઝારના જેવી કડક ધાક બેસાડે છે.

આ ઉપરથી એમ પણ જોઇ શકાય છે કે વાણી કેવી રીતે મૌન ઉપજાવી શકે છે. તે પ્રમાણે આ મારો પ્રયત્ન પણ છે એવું કહી હું મારું વક્તવ્ય પૂરું કરું છું. કેટલાક વાંચકો એવા હોય છે કે ચોપડીને

છેડે 'સમાપ્ત' ન વાંચે ત્યાં સુધી તે પૂરી થઇ છે, એમ માને નહિ. તે જ પ્રમાણે કેટલાક શ્રોતાઓ પણ એવા હોય છે કે 'હવે મારું ભાષણ શરૂ થાય છે.' 'થોડા સમયમાં હું હવે પૂરું કરીશ.' 'હવે મારે એક જ મુદ્દો કહેવાનો છે.' એવું એવું વ્યાખ્યાનકર્તા ન બોલે ત્યાં સુધી તેમને ભાષણ અધૂરું જ લાગે. પ્રમુખ ઘંટડી વગાડે અને 'એક મિનિટ' એમ એક આંગળી પ્રમુખ સામે છટાથી ઝુકાવી, શ્રોતાઓ સામે હસતા મોંવાળું મસ્તક સહેજ છટાદાર અભિનયથી નમાવી, ભાષણકર્તા બોલે, અને પછી અર્ધા કલાક સુધી ચલાવ્યે રાખે તો દોષ ગણાતો નથી, પણ ગુણ ગણાય છે. તે પ્રમાણે લેખકોએ પણ કરવું જોઇએ એમ કેંક લાગવાથી, આટલું લંબાણ કર્યું છે.

મારે પૂરું કરવું જોઇએ. તો હું છેવટમાં એટલું જ ઉમેરવાની રજા લઉં કે મૌન વિષે ટૂંકમાં ગમે તેટલું બોલાય.

છતાં, હું એક બાબતની ચોખવટ કરવા માગું છું : 'વાણી એ વિચાર છુપાવવાનું સાધન છે' એ ઉક્તિમાં પણ હું અલબત્ત માનું છું. એટલે એ વિષે બોલવાનો મારો અધિકાર કાયમ રાખીને જ હું મૌન પરનું મારું ટૂંકું સંભાષણ પૂરું કરું છું, એમ સમજવું.

અને એક બીજી વાત પણ કહી નાખું. આ લેખ સ્થળસંકોચને લીધે પૂરો કરું છું, વિચારસંકોચને લીધે નહિ. મૌનનો કદી અંત આવતો નથી. એટલું જ નહિ, પણ બધાનો અંત આવે છે ત્યારે પણ મૌન તો હોય જ છે. એટલે સ્થળસંકોચ નડવાથી શું શું રહી ગયું, તે વિષે વિચાર કરવાને બદલે તેમાંથી એક વાત જ કહીશ. મૌન સર્વાર્થસાધક કહેવાય છે. તો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર અર્થને સાધનાર મૌન સર્વાર્થસાધક તો હોય જ. 'કુશળ માણસ તટસ્થ રહી સ્વાર્થ સાધી લે છે, અને મૂંગો રહે છે,' તેના વિષે ઘણું કહી શકાય. પણ હાલ તો ક્ષમાયાચના સિવાય, અમારી પાસે બીજો ઉપાય નથી.

* * * *

# પરીક્ષાની પરીક્ષા

ઉનાળામાં જ્યારે ગરમી પડવા માંડે છે, ત્યારે આપણે ત્યાં ગરમીથી તપી ગએલાં મગજોને શાન્ત કરવા બરફ અને આઇસ્ક્રીમની ઋતુ શરૂ થાય છે. વળી કેરીગાળો અને લગનગાળો પણ આ જ વખતે આવી, ઉનાળાની શુષ્ક હવાને રસયુક્ત બનાવે છે. પરંતુ, કેટલાંક વર્ષોથી આ જ વખતે, પરીક્ષાઓ લેવાનું શુષ્ક કાર્ય પણ યુનિવર્સિટીએ શરૂ કર્યું છે. યુનિવર્સિટીના ગોરા પ્રોફેસરો વિલાયત જઈ શકે તે માટે આ સમયે પરીક્ષાઓ લઈ લાંબી રજાઓ પાડવામાં આવે છે, એમ કહેવાય છે; પણ તે વાત મને સાચી લાગતી નથી. કારણ, મોટા ભાગના પ્રોફેસરો કાળા અથવા ઘઉંવર્ણા જ હોય છે. એટલે ઉનાળામાં પરીક્ષાઓ લેવાય છે, તેનું કારણ કાંઇ બીજું હોવું જોઇએ. અને તે સહેલાઇથી દૂર થઇ શકે તેવું પણ નહિ હોય. નહિ તો, કેટલાક છોકરાઓ અને છોકરીઓ પણ ગરમીથી બેભાન બની જાય છે અને બેભાન નથી થતા તે પણ ભાન ખોઇ નાખે છે. અને તેથી જ નાપાસ થાય છે, એવું છાપાંઓમાં આવતાં છતાં, હજી પરીક્ષાનો સમય કેમ બદલાતો નથી ? એટલે હું પરીક્ષાનો સમય બદલવા કરતાં તેની પદ્ધતિ બદલવાની ભલામણ કરવાના નિશ્ચય પર આવ્યો છું. અને આ પ્રમાણે જો પદ્ધતિ બદલાશે, તો પરીક્ષા અત્યારે ગાળો ખાય છે તેને બદલે લગનગાળો અને કેરીગાળો જેવો રસિક લાગે છે તેવો જ રસિક પરીક્ષાગાળો પણ વિદ્યાર્થીઓને અને પરીક્ષકોને પણ લાગશે.

પરીક્ષામાં એક 'હું...હોઉં તો' નો સવાલ પૂછવાની પ્રથા હમણાંથી શરૂ થઇ છે. 'હું સુપરવાઇઝર હોઉં તો બરફનું પાણી પાઉં' એમ પોતે લખ્યું હતું, એ વાત જ્યારે એક વિદ્યાર્થીએ મને સગર્વ કહી ત્યારે, મેં કહ્યું 'બસ ! હું તો સોડા, લેમન પાઉં અને આઇસ્ક્રીમ

ખવડાવું.'

'પણ એમાં તો બહુ ખર્ચ થઇ જાય,' તે છોકરાએ વાંધો બતાવ્યો.

એટલે મેં વાત શરૂ કરી :

એક હતા મિંયાભાઇ. તેમનું ઘર તળાવની પાસે જ હતું. ઉનાળાના દિવસમાં એક વડના ઝાડ નીચે ખાટલો નાખી તે સૂતા હતા ત્યાં તેમને એક વિચાર સ્ફૂર્યો એટલે દોડતા જઇ, તેમણે બીબીને કહ્યું : 'યે તાલાવકા પાની ઘી હો જાય ઔર પેડ કે સબ પત્તે રોટી હો જાય, તો બંદા ઝબોલ ઝબોલ કે ખાય.' પણ બીબીને આમાં ઉડાઉપણું લાગ્યું, એટલે તેણે વાંધો દર્શાવતાં કહ્યું : 'ઝબોલીને નહિ, ચોપડીને રોટી ખાવાની. એમ ઘી ઉડાડી નાખવાનું નથી.' પણ એ મિંયાબીબીની લડાઇમાં આપણે આગળ તપાસ કરવાની જરૂર નથી.

મજકૂર વિદ્યાર્થી સમજી ગયો, અને કહે : 'હું વીજળીના પંખા નંખાવું, વાળાની ટટ્ટીઓ બંધાવું અને વીમ્ટો પાઉં.'

તેનામાં આવી ઉદાર વૃત્તિ જાગૃત થતી જોઇ પ્રસન્ન થઇ મેં પૂછ્યું :

'અને તું પરીક્ષક હોય તો શું કરે ?'

'બહુ સહેલા સવાલ પૂછું,' તેણે જવાબ આપ્યો 'અને બધાને જ પાસ કરું.'

હું બોલવા જતો હતો તે સમજી જઇને તુર્ત તેણે ઉમેર્યું : 'અને બધાને ફર્સ્ટ ક્લાસમાં જ મૂકું.'

'બસ ?' મેં કહ્યું.

'ત્યારે તમે શું કરો ?' તેને સમજાયું નહિ, કે આનાથી વધારે ઉદારતા કેવી રીતે બતાવી શકાય.

'હું બધાને જ ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આપું' મેં ખુલાસો કર્યો.

આ પ્રશ્ન મને અતિ મહત્વનો લાગવાથી પછી એ વિષે મેં ઘણા

વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સાથે તેની ચર્ચા કરી. તે દરેકે પોતે પરીક્ષક હોય તો શું કરે, તે વિષે અનેક મૌલિક વિચારો દર્શાવ્યા. તે પરથી 'બાળકોના મુખમાંથી જ સત્ય સરે છે' એ સુવાકયનું મહત્વ મને સમજાયું. શિક્ષણશાસ્ત્રીઓના લાભાર્થે તેનો સાર આ નીચે આપ્યો છે.

## નિયમો.

૧. વિદ્યાર્થીઓને પરીક્ષાના મંડપમાં ગમે ત્યારે દાખલ થવાની છૂટ છે. મોડા દાખલ થઇ તે વહેલા ચાલ્યા જઇ શકે છે. દરેકે પોતાની જગા પર જ બેસવું, એવી ફરજ નથી.

પરીક્ષાના હોલમાં ચાલવાની અને દોડવાની, વાતો કરવાની અને ગીતો ગાવાની, નાચવાની અને કૂદવાની પૂરી છૂટ છે. આળોટવાની અને ગબડવાની, લડવાની અને રડવાની પણ બંધી નથી. ટૂંકામાં સર્વને સર્વ પ્રકારની સર્વ રીતે સ્વતંત્રતા છે.

૨. વિદ્યાર્થીઓ પરસ્પર સવાલો અને સવાલના જવાબો પૂછી શકે છે. વળી તેમને જવાબ આપવા માટે જ ત્યાં નિરીક્ષકોને રાખવામાં આવે છે. એટલે તેમને પણ બધું જ પૂછી શકાય છે.

૩. વિદ્યાર્થીઓ એક બીજા સાથે ઉત્તરપત્રોની અદલાબદલી કરી શકશે. તે જ પ્રમાણે તેમને પેન્સિલો, પેનો, ચોકલેટ, સિગારેટ, લીફ્લેટ અને સ્લેટ માગવા આપવાની છૂટ છે.

૪. વાતચીતની સગવડ માટે ટેલીફોન તથા માઇક્રોફોન, અને આનંદને માટે ગ્રામોફોનની વ્યવસ્થા કરવામાં આવી છે.

૫. વિદ્યાર્થીઓ પ્રશ્નપત્રોના ઉત્તર માટે પુસ્તકો, પુસ્તિકાઓ, પત્રો, પત્રિકાઓ, અને શિક્ષકો, શિક્ષિકાઓ લાવી શકશે. ખાનગી શિક્ષક કે ટ્યૂશન કલાસનો શિક્ષક પણ નહિ હોય તેમને કલાકના હિસાબે ખાસ છૂટક શિક્ષકની સગવડ પરીક્ષાના મંડપમાં પૂરી પાડવામાં આવશે.

૬. પરીક્ષામાં પાસ થવા માટે ઓછામાં ઓછા સેંકડે સવા ૭ ટકા માર્ક મેળવવા જોઇએ.

## પ્રશ્નો.

પ્રશ્નો એકેએક વિદ્યાર્થીને આવડી શકે તેવા જ પૂછવામાં આવશે, જેમ કે :

૧. નીચેની કંડિકામાંથી નામો શોધી કાઢો. અથવા 'નામ તેનો નાશ છે' તેમાં તમે માનો છો ? તો 'હા' લખો.

૨. પ્રેમાનંદનાં આખ્યાનોનાં નામ લખો. અથવા ગૂજરાતનાં ગામ લખો. કે નવ વખત 'રામ' લખો.

૩. શાહજહાનના પુત્રોની લડાઇઓ વિષે તમે શું જાણો છો ? અથવા આવી લડાઇઓ ભાઇઓ ભાઇઓ વચ્ચે કરાય ખરી ? અથવા ખરેખર આવું કાંઇ બન્યું હશે ?

૪. નીચેની ખાલી જગાઓ નીચેના શબ્દોથી પૂરો

શબ્દો : [क] અમદાવાદ [ख] બનારસ [ग] કલકત્તા [घ] દંડી [ङ] ઇરાન [च] ફટાકડા.

ખાલી જગાઓ : [क] ગૂજરાતનું મુખ્ય શહેર.........છે. [ख]......હિંદુઓનું જાત્રાનું સ્થળ છે. [ग] ૧૯૧૧ સુધી હિંદનું પાટનગર.........હતું. [घ].........માં શણની મિલો છે. [ङ]...... ના ગાલીચા વખણાય છે. [च] ચિનમાંથી દીવાળીમાં ફોડવાના........... હિંદમાં આવે છે.

નોંધ : ચારમાંથી કોઇ પણ બે સવાલના જવાબ પૂરા માર્ક માટે બસ ગણાશે.

આપણામાં એક કહેવત છે કે 'કોઇને મૂછો હોય તો કાકા કહેવાય.' એટલે 'તો' ની શરત જો કદી પૂરી થાય તો પછી હોવાનું એટલું બધું

બદલાઇ જાય કે તે હોય જ નહિ, એટલે પછી કોઇ તે કોઇ જ ન રહે. પણ અહીં તમે જોઈ શકો છો કે વિદ્યાર્થીઓ પરીક્ષકો હોય તો પણ તે વિદ્યાર્થી જ રહે છે, પરીક્ષક થતા નથી. એટલે કે તેમનામાંથી કોઇનું માનસ–અત્યારની કેળવણીની ભાષામાં બોલીએ તો–પરીક્ષકનું થતું નથી. આ નિઃસ્વાર્થી વલણ મુક્તપ્રશંસા માગી લે છે. પણ તેનાં કરતાં પણ વધારે ઉદાર દરખાસ્ત એક વિદ્યાર્થીએ મૂકી હતી પોતે પરીક્ષક થાય તો એવી શરતે જ થાય કે, ચિનમાં જેમ દરદી માંદો પડે તો દાક્તરનો દંડ થાય છે, તેમ નાપાસ થનાર વિદ્યાર્થી દીઠ પરીક્ષક તરીકે પોતાનો દંડ થાય !

શિક્ષણના બન્ને છેડા ઉપર સુખ છે, માત્ર વચ્ચે જ પરીક્ષાનું દુઃખ છે, એ વાત કેટલાક વિદ્યાર્થીઓએ ઘણી આકર્ષક રીતે રજૂ કરી હતી.

બાળમંદિરોમાં બાળકોને સંપૂર્ણ સ્વતંત્રતા મળે છે. મનુભાઇએ કાઢેલ લીટા ઉત્તમ કલાકૃતિ–અલબત્ત એક બાળકની કલાકૃતિ તરીકે રજૂ થએલા તમે કોઈપણ બાળમંદિરના પ્રદર્શનમાં નથી જોયા ? તે જ પ્રમાણે વીણાબહેન અચકાતાં અચકાતાં એક એક શબ્દથી : 'બા લાગે વાલી, મને તો બા લાગે વાલી.' એમ બોલે તેને સંગીત તરીકે શું નથી રજૂ કરવામાં આવતું ? એટલું જ નહિ પણ આવાં ચિત્રકામ અને સંગીત કામના પૈસા પણ આનંદમંગળ બજારોમાં ઉપજે છે, એ હવે તો જાણીતી વાત છે.

આ થઇ કેળવણીના એક છેડાની વાત. હવે બીજો છેડો જુવો. હિંદના બાળમંદિરોમાં શરૂ થયેલું શિક્ષણ યુરોપ, અમેરિકાની કોઇ વિદ્યાપીઠની પદવીથી પૂર્ણતાને પામે છે. ઝેકોસ્લોવાકિયાની એક વિદ્યા-પીઠમાં, કહે છે કે, હિંદમાંથી એક વિદ્યાર્થી ગયો. તે મેટ્રીકમાં સંસ્કૃતમાં નાપાસ થયો હતો, એટલે તેણે ત્યાં જઇ એ વિષય જ પાકો કરવા નક્કી કર્યું. તે માટે તેણે પી. એચ. ડી. કે એવી જ કોઇ છેવટની

ઉપાધિ મેળવવામાં મદદગાર થઇ શકે તેવા અધ્યાપકની શોધ કરવા માંડી. ઘણી શોધને અંતે સંસ્કૃત માટે સ્વીકારાયેલ એક અધ્યાપક તેને મળી ગયો. પણ જ્યારે અભ્યાસનું કામ ચાલવા માંડ્યું ત્યારે ગોરા અધ્યાપકે આ ઘઉંવર્ણા વિદ્યાર્થીને જ પોતાના ગુરુ બનાવી દીધો. તેણે તેની પાસેથી કલાકોના કલાક પ્રયાસ કરી 'પિટ્રુ' ને બદલે 'પિતૃ' અને 'ડાટા' ને બદલે 'દાતા' શીખવા માંડયું, અને આવા વિદ્વાન અધ્યાપકે શિષ્યનું ઋણ તેને 'વૃક એટલે બકરું' એવો એકાદ બૃહન્નિબંધ તૈયાર કરાવીને તે બદલ ડોકટરની પદવી આપી વાળી દીધું. અને તે જ્યારે હિંદમાં પાછો આવ્યો ત્યારે ડોકટરની વિલાયતી પદવીને લીધે તેને સારી જગા પણ મળી ગઈ.

અહીં કેટલાક ઝેકોસ્લોવાકિયાને બદલે સ્વીડન, નોર્વે કે ગમે તે દેશનું નામ મૂકે છે. પણ તેથી મારે જે કહેવું છે તેમાં ફેર પડતો નથી. એટલે કે શિક્ષણમાં આદિ અને અંતમાં ઘણી સગવડ છે. પણ મધ્યમાં જ મુશ્કેલી છે. પણ આ પરિસ્થિતિ બરાબર નથી. ખરું જોતાં મધ્યમ માર્ગ તો સૌથી વધારે સગવડવાળો હોવો જોઇએ.

આ ઉપયોગી વિષય ઉપર કેળવણીકારોના અભિપ્રાયો યાચવાની સૂચના કરી હું મારો લેખ પૂરો થયો ગણીશ.



# કેળવણીની કલા

"ઊઘડે છે, ૧૦ મી જૂનની સોહામણી સવારે, આલિશાન મકાનમાં, નવા સાજ, ભરપૂર ગોઠવણી અને અનુભવી સ્ટાફ સાથે 'નૂતન ભારત મંદિર'."

આ જાહેરખબરનું ચોપાનિયું આપતા ઈશ્વરલાલ વધ્યા :

'જમાનો ઘણો આગળ વધી ગયો. જુઓને, બી. એ. અને એમ. એ. થયેલાઓ પણ નાટક કંપનીમાં રહેવા લાગ્યા. ચાલો આપણે પણ એમાં જોડાઈ જઈએ.'

'નાટક કંપની?' ચોપાનિયું વાંચતા મેં કહ્યું, 'કંપની કેવી?'

'વાહ !' ઈશ્વરલાલે નવાઈ બતાવી, 'દાખલ થનારાઓએ મેનેજર શંકરભાઇને મળવાનું પણ કહ્યું છે ને? આપણે બેકાર બેઠા છીએ એના કરતાં આ કંપનીમાં જોડાઇ જઇએ તો શું ખોટું ?'

'જેની આંખમાં કમળો હોય, તેને બધું પીળું દેખાય; તેમ જે બેકાર હોય તેને બધે સોનું જ દેખાતું લાગે છે. આ કોઈ નાટક કંપની નથી.'

"ત્યારે શું, મંદિર છે? તો એમાં જોડાવામાં આપણને કશો વાંધો નથી. જુઓ, લખ્યું છે કે, 'જૂનમાં દાખલ થનાર પાસેથી દાખલ ફી લેવામાં આવશે નહિ.' શુભસ્ય શીઘ્રમ્. મંદિર હશે તો પ્રસાદ મળશે."

'મંદિર તો છે, પણ ભારતીનું.'

'હા, હિંદમાં તેત્રીશ કરોડ દેવદેવીઓ છે, તેમાં એકનો વધારો થયો.'

'વાહ ઈશ્વરભાઈ ! ખરું સમજ્યા. એ ભારતીદેવી કઈ ત્યારે ?'

'કેમ ? ભારતી એટલે હિંદમૈયા !'

'ભારતી એટલે સરસ્વતી, અને તેનું મંદિર એટલે નિશાળ. બોલો દાખલ થવું છે ?'

ઈશ્વરભાઈ નિરાશ થઈ ગયા. આ જ પ્રમાણે મંદિર શબ્દથી બીજા એકાવન નિરાશ થયા છે, એમ સાંભળ્યું છે.

'...મંદિર' નામની એક શાળામાં પૈસો અને ચોખા કે નાળિયેર લઈ દર્શન કરવા અનેક ભાવિક સ્ત્રીઓ જતી હતી, એમ સાંભળ્યું છે. વળી એક કૉન્ફરન્સમાં એક વખત 'પૃચ્છપરચ્છ મંદિર' એવું નામ પણ વાંચ્યું હતું. પણ ઈશ્વરભાઈ સાથેની વાત આગળ ચલાવું. 'હવે શું ભણે!' ઈશ્વરભાઈએ કપાળે હાથ મૂકી નિસાસો નાખ્યો.

'તો ભણાવો!'

'ભણાવું? કઈ લાયકાતે?'

'લાયકાત? આ મંદિર છે, નિશાળ નથી, સમજ્યા? પૂજારીમાં કંઈ લાયકાત હોય છે?'

'છપ્પનિયા દુકાળમાં એક માણસે આ ભવમાં પાછું વાળવાની શરતે કોઈ ઉધાર આપતું નથી, એમ જોયું, ત્યારે આવતા ભવમાં અનેકઘણું આપવાની ખાત્રી આપતું એક મંદિર ખોલ્યું હતું. મંદિરનું સ્થળ તેનું મકાન જ હતું, અને મૂર્તિ તરીકે મૂક્યો હતો ખાટલાનો એક પાયો. સિંદૂર ચોપડીને મોટા અવાજે તે બોલતો :

આયો બાવો, પૂજો પાયો,
ભીમનાથનો આ નાનેરો ભાયો.

અને અનેક બાઈઓ આ શંકરના નાનાભાઈની પાસે અનાજ, પૈસા વગેરે મૂકી પરભવનું ભાથું બાંધી જતી.'

'તો ભલે! તમારી મદદ હોય, તો હું યે ઝૂકાવું', ઈશ્વરભાઈએ ઉત્સાહમાં આવી કહ્યું, 'પણ આપણું ચાલશે?'

'હા, ચાલશે, ચલવવું હોય તો બધું જ ચાલે.'

'કરો યોજના ત્યારે.'

'ભલે. પ્રથમ તો સરસ નામ રાખવું. આ 'નૂતન ભારતી મંદિર'

છે ને, તો આપણું 'અદ્યતન સરસ્વતી મંદિર' યાને 'અપટુડેટ હાઇસ્કૂલ'.'

'એની વિશિષ્ટતા શી?' ઇશ્વરભાઈએ ઉત્સાહમાં આવી પૂછ્યું.

'એ અદ્યતન છે; એટલે કોઈએ નથી કર્યું, તેવું તે કરશે. તે ૭ વર્ષમાં મેટ્રિક પાસ કરાવશે !'

ઇશ્વરભાઈ ખડખડાટ હસી પડયા.

'લખવા માંડો લખવા. એમાં હસો છો શું?' મેં ચીડાઈને પૂછ્યું.

'તમે ૭ વર્ષની વાત કરો છો, પણ આપણા શહેરમાં 'પરમાત્મા મંદિર હાઇસ્કૂલ'માં કાશીબહેન ત્રણ વર્ષે મેટ્રિક થયાં હતાં.'

'ત્રણ વર્ષની વયે મેટ્રિક?'

'એ ખબર નથી. ત્રણ વર્ષ ભણીને કે ત્રણ વર્ષની ઉમ્મરે એ એમાંથી કયો અર્થ લખનારના મનમાં હશે તે કોણ જાણે, પણ નિશાળના બોર્ડની સાથે જ આ વાત લખેલી મેં વાંચી છે.'

'ત્યારે તો બન્ને હશે.' મેં સમાધાન કરતાં કહ્યું.

'પણ એમાં ગભરાવાનું કારણ નથી,' ઇશ્વરભાઈએ પ્રોત્સાહન આપતાં કહ્યું. 'આપણે બીજું કાંઈક નવીન કરીએ.'

'પણ તે પહેલાં, તમે મને જેટલું નવીન થઈ ગયું હોય એટલું કહી નાખો, એટલે આપણને રસ્તો સૂઝે. તમે રહ્યા ઘણું ફરનારા, અને વળી જિજ્ઞાસુ; પાટિયાં, ચોપાનિયાં વાંચનારા !'

'હા, ત્યારે જુઓ, એ જ 'પરમાત્મા મંદિર હાઇસ્કૂલ'માં સાતમાંથી ૭ વિષયમાં નાપાસ થવાનો હક્ક દરેક દાખલ થનારને આપવામાં આવે છે.'

'એટલે?'

'એક વિષયમાં પાસ થાય, તો આગળ ચડાવવામાં આવે.'

'અરે, એમ તો એકમાં પાસ ન થાય, તો પણ ચડાવવામાં આવે છે. નહિ તો બીજી નિશાળમાં જાય તો છોકરો ય જાય ને ફી ય જાય.'

'ના, પણ અહીં જે હક્ક આપવામાં આવે છે, તે કાંઇક જુદો છે. એક વિષયમાં નાપાસ થાય તેને ચડાવવામાં આવે છે, પણ ધારો કે કોઈ બે કે વધારેમાં પાસ થાય તો એક વિષયમાં પાસ થવાના હક્કથી તે આગળ ગયો, પણ એના છ વિષયમાં નાપાસ થવાના હક્કમાંથી કેટલાક હક્કો અનામત રહ્યા. આપણે ધારો કે કોઇ પહેલા ધોરણમાં છ વિષયમાં પાસ થયેલ છે. તો તેના પાંચ હક્ક જમે રહ્યા. આ પાંચ હક્કથી તે બીજા પાંચ ધોરણો કૂદાવી શકે, એટલે સીધો પહેલા ધોરણમાંથી મેટ્રિકમાં જઇને બેસી શકે અથવા બીજા ધોરણમાં જઈ આ હક્ક અનામત રાખે, તો પણ પાંચ વરસ બધા વિષયમાં નાપાસ થવા છતાં તે મેટ્રિકમાં પહોંચે.'

'કાશીબેન ત્યારે આ રીતે ત્રણ વર્ષે મેટ્રિક થયાં હશે.'

'કદાચ,' ઇશ્વરભાઇએ કહ્યું, 'પણ આ હક્કની ખૂબી જોઇ? આ જમાનો સ્વમાનનો છે, એટલે જેમ 'સ્વરાજ્ય દરેક હિંદીનો જન્મસિદ્ધ હક્ક છે' એમ તિલક મહારાજે કહ્યું હતું, તેમ આ 'પરમાત્મા મંદિર'ના પૂજારીએ નાપાસ થવું એ દરેક વિદ્યાર્થીનો જન્મસિદ્ધ હક્ક છે, એમ બહાદુરીથી જાહેર કર્યું છે.'

'ત્યારે આપણે એમ કરો,' મેં કહ્યું, 'કે કોઇને પરીક્ષામાં બેસવાની કે ભણવાની પણ ફરજ પાડવામાં આવશે નહિ, કે કોઇની હાજરીની ય જરૂર નથી. જે જેટલા વર્ષની ફી આપશે, તે તેટલા ધોરણમાં પાસ થયો ગણાશે. અને સાત વર્ષની ફી સામટી ભરનારને નોનમેટ્રિકનું સર્ટિફિકેટ આપવામાં આવશે.'

'હા, એ બરાબર.' ઇશ્વરભાઈએ ઉત્સાહમાં આવી કહ્યું.

'અને જો કોઈ વખત આવો ગેરહાજર રહેવાનો અધિકાર મેળવેલ વિદ્યાર્થી શાળાએ આવી ચડશે અને વર્ગમાં હાજર રહેશે, તો તેના માનમાં તે દિવસે રજા પાડવામાં આવશે.'

'શાબાશ!' ઇશ્વરભાઈ ગાજી ઊઠયા. 'પણ વર્ગને કે આખી શાળાને?'

'આખી શાળાને.' મેં ઉદારતાથી કહ્યું.

'હાલ ફીનું ધોરણ શું છે?'

ફીનું ધોરણ શાળાવાર ગણાવી ઈશ્વરભાઈએ સૂચના કરી: 'આપણે સૌના કરતાં ઓછી ફી રાખવી.'

'નહિ' મેં કહ્યું, "સૌનાં કરતાં વધારે. જુઓ, મારા અનુભવની એક વાત કહું. બી. એ. પાસ થઈ એક શેઠને ત્યાં ટ્યુશન આપવા હું રહ્યો. છોકરો ભણતો હતો ગુજરાતી પહેલી ચોપડી. થોડા દિવસ ભણાવ્યા પછી મેં કહ્યું, 'શેઠ સાહેબ! કિશોરભાઈ માટે બીજા કોઈ શિક્ષકની ગોઠવણ કરીએ. મને ફાવતું નથી.'

'કેમ?' શેઠે પૂછ્યું.

'ગુજરાતી મને ફાવતું નથી. મારા એક મિત્ર છે...'

'શું ભણ્યા છે?'

'ગુજરાતી સિનિયર ટ્રેઈન્ડ અને અનુભવી શિક્ષક છે.'

'માસ્તર!' શેઠે ઉશ્કેરાઈને કહ્યું, 'અમે તમને રાખ્યા છે તે તમારું મોં જોઈને નહિ, પણ તમે એમ. એ. થયા છો એટલા જ માટે. અમારે ત્યાં એમ. એ. થયેલ તો ગુજરાતી ભણાવવા આવે છે, એમ મેં...શેઠ,...શેઠાણી એ બધાંને કહ્યું છે. તો બીજો પણ કોઈ એમ. એ. લાવો કે તેથી વધારે ભણેલો, પણ ઓછો નહિ.' એટલે આપણે પણ મોટી મોટી ડીગ્રીઓવાળા શિક્ષકો રાખવા પડશે, તેમને ઠીક પગાર આપવો પડશે, માટે ફી વધારે જ રાખવી.'

'હા, એ પણ બરાબર છે.' કાંઈક સૂઝી આવ્યું હોય તેમ ઈશ્વરભાઈએ કહ્યું, "માબાપો કહી શકશે કે અમારા છોકરાની મહિને દસ રૂપિયા તો ફી આપીએ છીએ, એમ. એ.થી ઓછું ભણેલ તો ત્યાં કોઈ માસ્તર નથી."

'હા' મેં કહ્યું, 'અને બેચાર મોટા માણસોનાં છોકરાંઓને ખાસ ખેંચી લાવવાં.'

"'પંડિત ગોવિંદ વલ્લભ પંતનો પુત્ર અમારે ત્યાં ભણે છે.' 'સરોજિની નાયડુની પુત્રી અમારે ત્યાં અભ્યાસ કરે છે.' એમ જાહેરખબર કરી શકાશે." ઈશ્વરભાઈએ કહ્યું.

"અને, 'જ્યાં રાજગોપાળાચાર્યનો પુત્ર ભણે છે, તે જ નિશાળમાં મારો પુત્ર પણ ભણે છે,' એમ કહી શકાતું હોય તો માબાપ ગમે તેટલી ફી આપશે." મેં સમજણ પાડી.

'પણ નવી કહેવાતી શાળાઓમાં બીજું શું શું હોય છે?'

'છોકરા છોકરીઓ સાથે ભણે છે, રેસ્ટોરાં હોય છે, નાટકો થાય છે. શાળાની નોટબૂકો છપાય છે, પ્રશ્નપત્રો વેચાય છે, ચોપડીઓ વગેરે વેચવા ખાસ બૂકસેલર હોય છે. અને ગણવેશ રખાવવામાં આવે છે.'

'બસ બસ, તમે તો બહુ કહી નાખ્યું. જરા અટકો, જુઓ ત્યારે, આપણે છોકરા છોકરીઓને સાથે ભણવાની કે નહિ ભણવાની, રમવાની કે બેસી રહેવાની, રડવાની અને લડવાની છૂટ આપીશું, અને પરણવાની પણ બંધી કરીશું નહિ. નાટક, ચેટક, નાચ, તમાશા ઉપરાંત ફેન્સી ડ્રેસની હરીફાઈ, સૌન્દર્યની હરીફાઈ, વાળ હોળવાની અને કપાવવાની છટાની હરીફાઈ, બંડીના ગૂંચળા પાડવાની ગમ્મત એવી અનેક આકર્ષક તરકીબો કરીશું.'

'બીજું?'

'એક શાળાએ, માનસશાસ્ત્રના પુસ્તકો વાંચેલ કોઈ શિક્ષકની મદદથી શિષ્યોની શારીરિક અને માનસિક વિકૃતિ મટાડવાની જાહેરાત એક વખત કરી હતી.'

'ગપ!' મેં કહ્યું, 'હું એવી અવ્યવહારુ વાતોમાં માનતો નથી. આપણે શારીરિક ખોડવાળાં બાળકોને માટે ચશ્મા, ઘોડીઓ, લાકડાના અને રબ્બરના પગ વગેરે સાધનો વેચવાની દુકાન ઉઘાડીશું, અને માનસિક રોગો તો આપણી શાળાના વાતાવરણથી જ સુધરી જશે. બીજું?'

'હવે કાંઇ રહેતું લાગતું નથી,' ઇશ્વરભાઈએ કહ્યું : 'પણ જાહેર-ખબર કેવી રીતે કરીશું ?'

'હાલ કેમ થાય છે ?'

'હેન્ડબિલો વહેંચીને, છાપાંઓમાં જાહેરખબરો આપીને અને નવા રાખેલા શિક્ષકોદ્વારા !'

'ત્યારે આપણે પૉસ્ટરો ચોઢીશું. અને નવા દાખલ થવા માગતા વિદ્યાર્થીઓને મોટરલારીઓમાં ફેરવી લાઉડસ્પીકરો મારફત પોળેપોળે અને ઘેરઘેર નવશિક્ષણના સંદેશો પહોંચાડીશું. અને આ પ્રચારકાર્યમાં ભાગ લેનાર વિદ્યાર્થીઓમાં સૌથી સારું કામ કરનારને, ઉદ્‌ઘાટન કરનારના હાથે, ચંદ્રક અપાવીશું.'

'ઉદ્‌ઘાટન કોના હાથે કરાવીશું ? હાલ તો કોઇ મહાપુરુષ, અથવા મહાન સ્ત્રીને હાથે કરાવાય છે.'

'તો આપણે કોઈ મહાન પુરુષ કે મહાન સ્ત્રીના બાળકના, અને બની શકે તો, જેના મા અને બાપ બન્ને મહાન હોય તેવા બાળકના હાથે ઉદ્‌ઘાટનવિધિ કરાવીશું. બીજું ?'

'બીજું કાંઇ નહિ.'

'એમ ? ત્યારે એક પ્રશ્નનો જવાબ આપો, એટલે આપણું કામ પૂરું થયું. અદ્યતન કેળવણીને કસબ કહીશું, કારીગીરી કે કલા ?'

'કલા.' ઇશ્વરભાઈએ ઝડપથી જવાબ આપ્યો, 'એ વિષે બે મત છે જ નહિ. કેળવણી ઉત્તમ કલા છે, અને કલા શ્રેષ્ઠ કેળવણી છે. અને તેથી જ કલાકાર એ કેળવણીકાર છે. અને કેળવણીકાર શ્રેષ્ઠ કલાકાર છે.'

'અને તેટલા જ માટે' મેં સમેટી લેતાં કહ્યું, ''બન્નેને રોલ્સરોય જેવી શ્રેષ્ઠ નહિ તો છેવટ ફોર્ડ જેવી સામાન્ય પણ 'કાર' આપી પ્રજાએ કદર કરવી જોઇએ.'

* * * *

# પ્રભુતામાં પગલાં

ઘડિયાળની એલાર્મના અવાજથી નાનકડી મેડી ગાજી ઊઠી. રંજનલાલ ઝબકીને પથારીમાં બેઠા થઈ ગયા. સાંકડી શેરીની એક સાંકડી પોળ, તેની એક અતિ સાંકડી ગલીનું જૂનું મકાન, તેના બીજા માળના પછવાડેના બે ખંડ : એટલે જુનિયર વકીલ રંજનલાલનું ઘર. પાછલા ખંડનો ઉપયોગ રસોડું તથા કોઠાર તરીકે થતો, અને આગલો ખંડ સૂવાબેસવાના અને 'ઑફિસ'ના કામમાં વપરાતો.

રંજનલાલે આંખો ચોળી મેડીમાં નજર નાંખી. ડીટ્ઝનો દીવો ઝાંખો બળી રહ્યો હતો, અને 'ઝાંખો ઝાંખો પણ હું આ મેડીને દિવસે સૂર્ય આપે છે, તેના કરતાં અત્યારે વધારે પ્રકાશ આપી રહ્યો છું,' એમ માની મલકાતો હોય તેમ ઝબઝબ થયા કરતો હતો. સામે ભીંત પર તેમનાં કીર્તિચિહ્નો આવી રહ્યાં હતાં. "બી. એ." "એમ. એ." "એલ. એલ. બી. (પાસ કલાસ)"નાં મોટાં મોટાં કાળી ફ્રેમમાં મઢાવેલાં સર્ટિફિકેટો અને છ ફૂટ લાંબી શુક્રવારમાંથી ખરીદેલી દેવદારની અભરાઈ: જેના ઉપર નરસિંહથી ન્હાનાલાલ અને શેકસપીઅરથી શૉ લગીનાં પુસ્તકો ગોઠવાઇ રહ્યાં હતાં. બાજુમાં તેમનું કુટુંબ ઊંઘતું હતું. કુટુંબ એટલે પત્ની અને પાંચ બાળકો-પાંચે ય છોકરીઓ. રંજનલાલની નજર ફરતી ફરતી ત્યાં આવી અને ઠરી ગઇ. પોતાનાં સુખદુ:ખની ભાગિયણ ઉપર જોસથી વાગતી એલાર્મની કાંઇ જ અસર થતી નથી, તે જોઇ રંજનલાલ આશ્ચર્ય પામ્યા, અને પત્નીના માથા આગળ આવી ઊભા રહ્યા. કેમ જાણે કોઇ અઘરો પ્રશ્ન ઉકેલતા હોય તેમ રંજનલાલ ઊંઘતી પત્નીના સામું તાકી રહ્યા. લાંબું કપાળ, ગોળ ભરાઉ મોં, નાનું તીણું નાક એ સાદા પણ આકર્ષક ચહેરાથી ચિરપરિચિત છતાં તેમાં રંજનલાલને અત્યારે જ કાંઇ જુદું જ લાગ્યું. મેલાં ફાટેલાં ગોદડામાં મોં વિકાસી

સૂતેલાં બાળકો પર દૃષ્ટિ પડી, ન પડી, ને

> તૂટ્યા સરખી ઝૂંપડી ને, લૂટ્યાં સરખી નાર,
> સડયાં સરીખાં છોકરાં, ..................

એ 'સુદામાચરિત'ના શબ્દો તેમના કાનમાં ગુંજવા લાગ્યા. પત્નીને જગાડવાની ઇચ્છા જતી રહી, અને રંજનલાલ તરંગની લહરે ચડયા. "સુદામા મેં આ અવનીમાં લીધા બહુ અવતાર" એમ કૃષ્ણે કહ્યું છે, તો સુદામાના પણ બહુ અવતારો થયા લાગે છે. સુદામા સાન્દિપનિની નિશાળનો વડો વિદ્યાર્થી હતો, તો હું યે હતો હાઇસ્કૂલનો પહેલો નંબર, કૉલેજિયનોનો સરદાર, પ્રોફેસરોનો પ્રિય શિષ્ય. આ વિદ્યાર્થી અવસ્થામાં શું શું સ્વપ્નાં સેવતો? દેશસેવા, જગતસેવા, સ્ત્રીઉન્નતિ..." વિચારમાળા અટકી. ક્ષણભર સ્તબ્ધ થઇ રંજનલાલ સૂતેલી પત્નીના તરફ ફરીથી જોઈ રહ્યા, પણ તેનામાં જાગૃતિનાં કાંઈ જ ચિહ્ન જોયાં નહિ. એવો જ નસ્કોરાંનો અવાજ ને એવા જ પહોળા પથરાએલા નિષ્ક્રિય હાથપગ. રંજનલાલની ચીડ વધી, ને સાથે વિચારમાળા પણ આગળ વધી. ધીમે ધીમે હોઠ ફફડાવતા બબડવા લાગ્યા: "હું! સ્ત્રી-ઉન્નતિ? એ ઉન્નતિમાંથી જ મારી આ અવનતિ થઇ. ગૃહજીવનની સુંદરતા, પ્રેમ, પ્રેમ ને પ્રેમ, સ્વર્ગની સુંદરીઓને ઝંખતો ઝંખતો જ હું આ સુદામાની અકળલીલામાં આવી પડ્યો. 'પરણવું એટલે પ્રભુતામાં પગલાં માંડવાં.' કવિરાજ મળે તો સંભળાવી દઉં કે પરણવું એટલે પામરતાના પંકમાં પડવું, એમ હું જાતઅનુભવથી કહું છું. બતાવોજી, કોના અનુભવથી તમે પ્રભુતામાં પગલાંની વાત કરી હતી? પણ ત્યારે? ત્યારે તો લોભાયો પૂરેપૂરો. સ્ત્રી એટલે દેવી, અબળાની આરતી ઊતારો; નારીને ન્યાય આપો; સહજીવનથી સંસારમાં સ્વર્ગ સ્થાપો—એવાં કાંઈ કાંઇ સ્વપ્નાં ગુંજતાં હતાં, ઊગતી જુવાનીના કાળમાં; ને પરણ્યો. આંખમાં એવું તો કાંઇ અંજન અંજ્યું હતું, આ સુંદરી—સાક્ષરોએ કે પૂર્વપીઢાનની જરા ય પરવા રાખ્યા વિના જ પરણ્યો. 'અભણ છે? એ તો કોરો કાગળ; એના પર જેવું ચિતરામણ કાઢવું હશે તેવું કાઢી

શકાશે.' 'ગામડાની છે ને? એ તો કુદરતની કન્યા.' કહેતો કે, પુરુષોએ સ્ત્રીઓને ઘણો અન્યાય કર્યો છે, માટે તેનું પ્રાયશ્ચિત કરવું જોઇએ. સ્ત્રીઓ કેમ અભણ, મૂર્ખ ધણીને પરમેશ્વર માનીને સંસાર ચલાવે છે? તો આપણે તો અભણ, અણસમજુ સ્ત્રીઓને સુધારી શકીએ તેમ છીએ. 'પ્રથમ મિલન'ની કવિતા કેવી ઊલટભેર બનાવી બિહારીને બતાવી હતી?

> સાંભરે છે તને વ્હાલી, આપણે એકમેકને,
> પહેલાં જ્યારે મળ્યાં ત્યારે? વીતી મીઠડી તે ઘડી.
>
> બેઠી હતી ખાટ પરે તું ત્યારે,
> ને હીંચતી'તી પગલાં ધ્રુનાવી
> નૂપુરનો ત્યાં ધ્વનિ જેહ થાતો,
> દૈવી મીઠો તે સ્વર ભાસતો'તો.

અને બિહારીએ કહ્યું: 'કવિતા તો સારી છે. પણ મારાં ભાભી તો જાડાં કલ્લાં પહેરે છે. એટલે તેનો ધ્વનિ તને દૈવી કે શેતાની કાંઇએ શી રીતે ભાસી શકે?' ત્યારે મને, તેના પર કેવી ચીડ ચડી હતી? એ મોહ જ કાંઇ અજબ હતો. તેનું ગામઠી નામ 'રળિયાત' બદલી બીજું કાંઈ સંસ્કારી રાખવા કેટકેટલી નામાવલિઓ વાંચી ગયો હતો? રંજનકાન્તા, રસિકમણી, રક્તાંબરા, રસવાટિકા. એ બધું સ્વપ્ન ઊડી ગયું. नष्टो मोहः स्मृतिर्लब्धा। એ મોહ કેટલો નાશ પામ્યો, તેનું માપ નીકળી શકે તેમ નથી...અરે બરાબર નીકળી શકે તેમ છે, એ જ મહાદુઃખની વાત છે." ગંભીર ચિંતનની વચ્ચે રંજનલાલના મોં પર હાસ્ય ફરકી રહ્યું: "ઘી ઢોળાયું; માપ હજી ઊભું છે. રસવાટિકામાંથી પહેલાં રસ ગયો એટલે પાછળ વાટિકા રહી, અને પછી વાટિકાનું બની ગયું વાડકી. લગ્ને મને 'રસ વિનાની વાડકી' આપી, અને વાડકીએ મને નિષ્ફળતા આપી. પ્રીવિયસમાં ફર્સ્ટ કલાસ. ઇન્ટરમાં સેકન્ડ કલાસ. બી. એ. માં થર્ડ કલાસ.. ચાર વર્ષે એમ. એ.. પાંચ વર્ષે એલ. એલ.

બી. ત્રણ ડીગ્રી ને પાંચ છોકરાં. પાંચ કલાક કૉર્ટમાં નિષ્કામ તપશ્ચર્યા ને છ વાગ્યાથી ટ્યુશનની રખડપટ્ટી. અધૂરામાં પૂરું આ ઝોડ! આટ-આટલી એલાર્મ વાગવા છતાં ઊંઘ જરા ય ઉડે છે? બુદ્ધિ તદ્દન મોબાગ્ર!"

રંજનલાલ અત્યારે ખરા રંગમાં આવ્યા હતા. કૉલેજના ડિબેટિંગ યુનિયનના તે 'સુરેન્દ્રનાથ' કહેવાતા. એ 'સુરેન્દ્રપણું' અત્યારે પુનઃ પ્રાપ્ત કર્યું હોય તેમ તે તરંગોની પરંપરા ફેંકયે જતા હતા ભાષણ કરતી વખતે પ્લેટફૉર્મ પર આંટા મારવાની તેમને ટેવ હતી. તે સાંભરી આવવાથી કે ગમે તેમ પણ રંજનલાલ જે અત્યાર સુધી ઊભા જ હતા, તે ધીમે ધીમે ફરવા લાગ્યા; અને ગતિમાં વધારો થવા લાગ્યો તે પ્રમાણે તેમના બબડાટનો અવાજ પણ વધવા લાગ્યો.

"એને સુધારવા પણ મેં કાંઇ ઓછા પ્રયત્નો કર્યા છે? રાતદહાડો ગમે તેમ કરી વખત કાઢી ભણાવવા માંડયું. પણ એને ભણવાની તો ઇચ્છા જ ન હતી એટલે શું ભણે? પછી થાકયો અને ધાર્યું કે હશે, અક્ષરજ્ઞાનની શી પરવા છે? સંસ્કાર આપીશું, એટલે બસ. ભાષણોમાં, ગરબાપાર્ટીઓમાં, પ્રદર્શનોમાં લઇ જવા લાગ્યો. ત્યાં નવી જ મુસ્કેલી ઊભી થઇ. સુધરેલી સ્ત્રીઓને જોઇ તેનું મગજ ફરી ગયું. 'આવી બધી ભણેલી ગણેલી, ઠાઠમાઠવાળી ચિબાવલીઓમાં ફરનારા સારા હશે?" અજ્ઞાનરૂપી બકરું કાઢતાં અદેખાઇનું ઊંટ પેસી ગયું અને વાતવાતમાં વાંકું પાડી એક દિવસમાં અઢાર વખત કલેશ કરવા માંડયો. એટલે એને બહાર કાઢવાનું જ બંધ કર્યું, ત્યારે કાંઇક નિરાંત થઈ." ફરતા ફરતા રંજનલાલ પુસ્તકોની અભરાઇ પાસે આવી પહોંચ્યા. "ઉપાક્રાન્ત" ખેંચી કાઢી. "ભોગીન્દ્રરાવભાઈ, તમારી 'સરોજ'ની ઊનીઊની પૂરીઓના મોહમાં હું તો આ ટાઢી ભાખરી પામ્યો." કહી નવલકથાને જોસથી જમીન પર ફેંકી દીધી. "કુમુદ, કુસુમ, ગુણસુંદરી": સરસ્વતીચંદ્રના ચારે ભાગો જમીન પર જઈ પડયા. "સ્નેહરાજ્ઞી શોભના," કહી 'કેકારવ' હાથમાં લીધો.

મેં પ્રેમમાં તડફતાં મમ શાન્તિ ખોઈ,
આનંદની મધુર પાંખ ન ક્યાંઇ જોઈ;
હૈયું કહે જીવિત આમ જશે જ રોઈ.

"હું શા માટે રડું ? રડે કલાપી, અથવા રડે આ 'રસ વિનાની વાડકી'" કહી 'કેકારવ' છૂટ્ટો રળિયાત પર ફેંક્યો.

"કેમ આજ આટલા વહેલા ઊઠી ચોપડીઓની ફેંકાફેંક કરવા માંડી છે?" તેણે ઝબકીને જાગી જઈ પૂછ્યું.

"વહેલા?" રંજનલાલે ગર્જના કરી. "જરા આંખો ફોડી જો કેટલા વાગ્યા છે તે!"

"સાડાચાર!"

"સાડાચાર નહિ સાડાપાંચ, 'રસ વિનાની વાડકી'!" કહી રંજનલાલે ઘડિયાળ સામું જોયું, અને વિચારમાં પડી ગયા, "આ શું? સાડાચાર જ વાગ્યા છે! એલાર્મ મૂકવામાં ભૂલ થઈ હશે. પાંચને બદલે ચાર પર મૂકી દીધેલું, હું.........વહેવારુ બુદ્ધિની ખામી......માટે જ કદાચ આને વળગી રહ્યો હોઇશ." છેવટનું વાક્ય મોટેથી બોલી જવાયું તે સાંભળી રળિયાતે પ્રશ્ન કર્યો:

"કોને વળગી રહ્યા છો?"

"તને વળી!"

"એમાં શું નવાઇ છે?"

"નવાઇસ્તો. તેં ઊઠીને તરત જ ઘડિયાળની સામે જોયું, ત્યારે હું તો અરધા કલાકથી જાગી ઊઠ્યો છું, અને હજુ સુધી તું ઊઠતી કેમ નથી, એ જ વિચાર કર્યાં કરું છું."

"ત્યારે આ ચોપડીઓ તેમાં ફેંકતા હશો?"

"કાંઇક એમ જ."

"લ્યો ત્યારે ઊઠું, તમે દાતણ કરી લ્યો, ત્યાં ચા બનાવી કાઢું

છું.” કહી રળિયાતે રસોડામાં જઈ ચાનો સંચો ચાલુ કર્યો.

બે હાથ વચ્ચે માથું રાખી રંજનલાલ સ્તબ્ધાવસ્થામાં ડૂબી ગયા. પાંચેક મિનિટ પછી જાણે ભાન આવતું હોય તેમ હોઠ ફફડવા લાગ્યા : “ઓત્તારીની! જગતમાં આમ જ આંધળે બહેરું કૂટાતું લાગે છે. આ નાનકડા બનાવમાં હું મારા જીવનનું સામ્ય કેમ ન જોઇ શકું? રળીને લીધે મારું જીવન અધમ થયું, તેને લીધે જ મારી મહત્ત્વાકાંક્ષાઓ મરી ગઈ, એ બધી માન્યતાઓનો અર્થ શું? આને હું કોઇ રીતે સુધારી શકવાનો નથી, એની ખાત્રી તો ઘણાં વર્ષોથી થઇ હતી; છતાં, હું એને કેમ વળગી રહ્યો?

“પ્રમાદ! આજે છૂટું, કાલે છૂટું એમ કરતાં વખત ગાળી નાંખ્યો. ત્યાં મોટા છોકરાનો જન્મ થયો. બસ, હવે તો થઇ રહ્યું. હવે તો નભાવ્યે જ છૂટકો એમ લાગ્યું. પછી તો એક પછી એક બાળકરૂપી બંધન વધવા લાગ્યું. ખૂબીની વાત તો એ છે કે, એક બાળકનું બંધન પાંચના જેટલું જ લાગતું. અને બાળકો ન હતાં ત્યારે વળી જુદું જ બહાનું બતાવતો. ત્યારે આ તો ખોટાં બહાનાં. ખરું શું...........

રળીનો વિચાર કરતાં મને હંમેશાં બાળકોની યાદ આવે છે, પણ તેના માટે મુખ્ય જવાબદારી કોની? અને તેથી મુખ્ય નુકસાન થયું કોને?

“એ તો મૂગી છે, પણ ધારો કે કોઇ ચમત્કારથી તે વાચાળ બની જાય તો મને સંભળાવી દઈ શકે કે, સ્ત્રીઉન્નતિની મારી ભાવનાનું પ્રેરકબળ વિષયધ્યાન હતું અને તેથી ગીતામાં કહેલ ઢોળાવવાળા રસ્તે હું સપાટાબંધ ગબડી રહ્યો હતો. વિષયધ્યાન....................

“વિષયસંગ......કામ......ક્રોધ......સંમોહ......સ્મૃતિવિભ્રમ!” રંજનલાલે વિચારમાં આંખો મીંચી દીધી.

“લ્યો, આ ચા થઇ.” ખભે આંગળીઓ અડકાડી રળિયાતે કહ્યું.

ચાનો પ્યાલો હાથમાં લઈ રંજનલાલે મનોમંથન આગળ ચલાવ્યું,

"મનમાં ઊંડી રહી રહી પેલી નારીપૂજાની ભાવના જ કેમ આ આત્મનિંદા ન કરાવતી હોય?"

"જો જે વિચારમાં ને વિચારમાં પ્યાલો ન ઢોળાય. પ્રભાતના પહોરમાં ધૂંધવાયા કરો છો, તે બદલે મનમાં હોય તે કહી નાખો ને?"

"કહીશ તે કાં તો તને સમજાશે નહિ, અથવા ગમશે નહિ. તો પણ લે ને કહું. વિચાર કરું છું કે તારો ને મારો સંબંધ શી રીતનો?"

"ઋણાનુબંધ! બીજું શું વળી?" ચાના ખાલી પ્યાલારકાબી લઇ ચાલી જતાં રતિયાતે મોં મચકોડી કહ્યું.



# ઉચ્ચ કેળવણી

'ઉચ્ચ કેળવણી' શબ્દ અહીં કોલેજની કેળવણી એવા અર્થમાં વાપર્યો છે. અને કોલેજ એટલે મેટ્રિક કરતાં આગળ ભણાવનાર સંસ્થા, એમ સમજવાનું છે. આ કહેવાની ખાસ જરૂર છે; કારણ કે, એક જગાએ મેં 'બેબી કોલેજ' એવું પાટિયું વાંચ્યું છે. તે જ પ્રમાણે કોઇ જગાએ 'બાબા યુનિવર્સિટી' પણ નહિ એની શી ખાત્રી? અસ્તુ.

યુનિવર્સિટીની પરીક્ષાઓ માટે તૈયાર કરાવતી આ સંસ્થાઓમાં જે કેળવણી અપાય છે, તેને ઉચ્ચ નામ યોગ્ય રીતે જ આપવામાં આવ્યું હોય એમ લાગે છે.

હાઇસ્કૂલમાં ભણતો વિદ્યાર્થી ઊઘાડે પગે ફરે, એક પહેરણભર રહે અને જાડું ધોતિયું પહેરે તો ચાલે. પણ કોલેજમાં આવતાં જ તેને બૂટ અને ઊંચી જાતના ધોતિયાં અને ઊંચા કાપડનો કોટ જોઇએ, અથવા ઊંચા પ્રકારનો સૂટ જોઇએ. અને વિદ્યાર્થીઓ આ પ્રમાણે બરાબર આગળ વધે તેટલા માટે તેમની પાસે દૃષ્ટાંતો પણ સારાં રજૂ કરવામાં આવે છે. પ્રોફેસરો અને પ્રિન્સિપાલો નિત્યનવાં કપડાં, બૂટ અને ટોપીનું પ્રદર્શન કરી વિદ્યાર્થીઓની સજાવટને ઊંચો આદર્શ પૂરો પાડે છે.

ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને માટે કહેવાય છે કે, એક વખત તે સ્ટેશનથી ઊતર્યા ત્યારે સાથે કેટલાક કોલેજમાં નવા દાખલ થવા આવેલા વિદ્યાર્થીઓ પણ હતા. મજૂર માટે તપાસ કરતાં તેમાંના એકે તદ્દન સાદા વેશવાળા વિદ્યાસાગરને શોધી કાઢ્યા. તે તો ભાર ઉપાડી ગયા. પણ પછી જ્યારે વિદ્યાર્થીને ખબર પડી કે તેનો બોજો પ્રિન્સિપાલે ઉપાડ્યો હતો, ત્યારે તે જીવનભર પહોંચે તેવો સાદાઈ અને નમ્રતાનો પાઠ શીખ્યો.

આ વાત ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરને માટે નહિ, અને કદાચ કોઇ બીજા પ્રિન્સિપાલ માટે પણ ચાલતી હોય. પણ તેથી મારે જે કહેવાનું છે એમાં કાંઇ ફેર પડતો નથી. હું એમ કહેવા માગું છું કે, હવે વિદ્યાર્થીઓને આવી રીતે શરમાવે તેવા પ્રિન્સિપાલો રહ્યા નથી, એ ઘણું ખુશી થવા જેવું છે. ગાંધીજીની અસર નીચે થોડો સમય આવો ભય ઉત્પન્ન થયો હતો, અને અત્યારે કોઇ કોઇ કોલેજોમાં એ જમાનાના અવશેષ જેવા કેટલાક ખાદીધારી પ્રોફેસરો રહ્યા છે, પણ તે થોડા જ. નવા જમાનાના અદ્યતન અધ્યાપકો, જે ગાંધીજીની વિદ્યાપીઠની પહેલાંના જૂના જમાનાના પ્રોફેસરોનું સંપૂર્ણ રીતે અનુકરણ કરવાની કલામાં સંપૂર્ણ સફળતા મેળવી શકે તેવા થયા છે, તેમના સમૂહમાં આવા અપવાદરૂપ અધ્યાપકો સંપૂર્ણ રીતે ઢંકાઇ જાય છે, એ વિદ્યાર્થીઓ માટે ઘણું શુભ ભવિષ્ય સૂચવે છે. આવા અધ્યાપકો અંગ્રેજી વેષ અને ભાષાની ધ્વજા ફરીથી ગૂજરાતભરમાં ટૂંક મુદતમાં જ ફરકાવવામાં વિજયી થશે, એ જોઇ કયા પ્રગતિવાંચ્છુનું હૈયું હર્ષથી નહિં નાચી ઊઠે?

આવું ઊંચું વાતાવરણ માત્ર કોલેજમાં જ નથી હોતું. છાત્રાલયમાં પણ હોય છે. ઘેર ખીચડી અને રોટલા શાક ખાનાર ગામડાનો વિદ્યાર્થી આવી કલબમાં આવી, દૂધ, પૂરી, શાક, કઢી, ભાત ને દાળ, ભજિયાં અને પાતરાં ખાતાં શીખી જાય છે. મહિને ફીસ્ટ અને અઠવાડિયે-પખવાડિયે 'સેમિ ફીસ્ટ' વિના તેને જીવન નીરસ લાગવા માંડે છે. ઘેર સાબુનું મોં ભાગ્યે જ જોનાર 'પિયર્સ સોપ' ને 'ગોદરેજ નંબર બે' વાપરવા માંડે છે. આ પ્રમાણે જીવનમાં બે વસ્તુઓ કરવાની—કમાવું અને ખરચવું—તેમાંથી બીજાને માટે તો તે સારી તૈયારી કરી રાખે છે.

અને કમાવા માટેની તૈયારી પણ તે નથી કરતો એમ નથી. એ વિદ્યાર્થી છે એ કરતાં વધારે પરીક્ષાર્થી છે, અને પરીક્ષાર્થી છે તેના કરતાં પણ વધારે ધંધાર્થી છે. એટલે તે ધંધો આપનાર પરીક્ષા પાસ કરવા માટે સર્વ પ્રયત્નો કરે છે. અધ્યાપકોની નોટો લખી લે છે,

અને બજારની ખરીદે છે; વળી, ગામપરગામથી મંગાવે પણ છે. શકય પ્રશ્નો તૈયાર કરે છે અને તે માટેના જવાબ રંગબેરંગી પેન્સિલોની નિશાનીઓથી તૈયાર કરે છે.

ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ હોવાથી ઇતિહાસ, અર્થશાસ્ત્ર, સાહિત્ય વગેરે વિષયોનું અહીં જે જ્ઞાન આપવામાં આવે છે, તે એવા ઊંચા પ્રકારનું છે કે તેની કદર સામાન્ય માણસો કરી શકે નહિ. અને તેથી જ આ શિક્ષણની ઘણી વખત ટીકા કરવામાં આવે છે. ચોસરની મધ્યકાલીન ઇંગ્રેજી ભાષા શીખવાથી શો ફાયદો? ભાલણની 'કાદંબરી' શા માટે ભણવી, અને છગનલાલ હરિલાલ પંડ્યાની કેમ નહિ? આમ બોલનારા શિક્ષણનો ઉદ્દેશ જ સમજતા નથી. શિક્ષણ તો એક જાતનું વાતાવરણ ઉત્પન્ન કરે છે, અને તે વાતાવરણમાં રહેવા માટે તો વિલાયતમાં લોકો લાખો રૂપિયા ખર્ચે છે. ઑકસફર્ડ વાતાવરણ અને કેમ્બ્રિજ વાતાવરણની આવી કદર ધીમે ધીમે આપણા પછાત દેશમાં પણ થવા લાગી છે, એ સંતોષની વાત છે; પણ આ પ્રગતિ હજી ઘણી ધીમી છે, એ વળી ખેદજનક છે.

જેમણે આ શિક્ષણ જાતે મેળવ્યું છે તેમને તેનાથી ઘણો સંતોષ છે, અને જેઓ આ કામમાં લાગી રહ્યા છે તેમને પણ પોતે કરી રહેલ કાર્યની મહત્તા વિષે જરા ય શંકા ઉત્પન્ન થતી નથી. માબાપો પણ પેટે પાટા બાંધીને છોકરાઓને ઉચ્ચ શિક્ષણ આપી રહ્યા છે, અને આમજનતા પણ એક રીતે તો તેની કદર કરી જ રહી છે. લગ્નના બજારમાં તો ઊંચી કેળવણીની કિમ્મત છે જ, ભલે નોકરી ધંધામાં ન હોય. મેટ્રિક પાસ થયેલ 'મૂરતિયા' માટે કન્યાના માબાપો દરેક નાતમાં પડાપડી કરે છે. ગ્રેજ્યુએટના માતાપિતાની અનેક કન્યાના માબાપો ખુશામત કરે છે, અને ડબલ ગ્રેજ્યુએટ તો કુલીનતાની પરાકાષ્ઠાએ પહોંચેલ મનાય છે.

ગણિત, ઇતિહાસ, અર્થશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાન ભલે વિદ્યાર્થીઓને

જીવનમાં તાત્કાલિક જરૂરિયાત પૂરી પાડે તેવું જ્ઞાન ન આપતું હોય, પણ સાહિત્યના અભ્યાસ વિષે તેમ કહી શકાય નહિ. સાહિત્યનું શિખર કવિતા છે, અને કવિતાનો આત્મા શૃંગાર છે, એમ બુઢ્ઢામાં બુઢ્ઢો પ્રોફેસર પણ કહે છે. અને આ શૃંગારરસનાં કાવ્યો અને નાટકો શીખવાથી વિદ્યાર્થીઓમાં એક પ્રકારનું દાક્ષિણ્ય આવે છે, જે જીવનમાં ઘણું ઉપયોગી કાર્ય કરે છે, એમ સ્વ. ગોવર્ધનરામે કહ્યું છે. આવું સાહિત્ય શીખવાથી જ વિદ્યાચતુર ગુણસુંદરીને તેના નામ પ્રમાણે ગુણવાન બનાવનાર શિક્ષણ આપી શકયો હતો, અને તે આપવા તેને તૈયાર કરનાર પણ આવા સાહિત્યનો એક અભ્યાસી જ હતો.

સાહિત્યકારો અને વૈજ્ઞાનિકો કહે છે કે, કોકિલ ગાય છે, કોકિલા નહિ. તે જ પ્રમાણે મોર નૃત્ય કરે છે, અને તે માટે તેને સુંદર કલાપથી કુદરતે નવાજેલ છે. ઢેલ તો, કવિ ન્હાનાલાલ કહે છે તે પ્રમાણે, વરવી છે. મનુષ્ય જાતિમાં પુરુષો કાવ્યો રચી આ કુદરતી ફરજ અદા કરે છે. શ્રી. મેઘાણીએ 'નિરંજન'માં ગાડીવાળાને મોંએ કહેવડાવ્યું છે કે જુવાનો 'ગજલ્યું જોડે છે.' એ પ્રમાણે કાવ્યો બનાવતા આપણા યુવકો કાલિ-દાસ અને શેલી, કીટ્સ તથા ઉમાશંકર અને સુંદરમ્‌નાં કાવ્યો વાંચી વાંચી ને શીખે છે, અને તેથી જ પહેલાંના કોલેજના વિદ્યાર્થીઓ ગ્રેજ્યુએટ થતાં પહેલાં બે સંતાનોના પિતા થતા તો હવે બેત્રણ પુસ્તકોના લેખકો થાય છે.

હજી તો કલાપીને યુનિવર્સિટીના અભ્યાસક્રમમાંથી બાતલ જ રાખેલો છે; છતાં જીવનનૃત્યને શોભાવતા કલાપોના ફાલ આવવા માંડયા છે, તો પછી કોઈ વાર 'કલાપી'નો પણ સમય આવશે ત્યારે તો શુંએ પરિણામ આવશે! મને લાગે છે કે, તેથી જ કલાપીને પ્રિવિયસ ઇન્ટર તો શું પણ બી. એ.માં એ હજુ સુધી કદી મૂકવામાં આવ્યો નથી.

પણ હવે હું નક્કર હકીકત ઉપર આવીશ. સુદામાની પત્નીએ

કહ્યું હતું તે પ્રમાણે આ જમાનો પણ 'રોટી'નો સવાલ ઊઠાવે છે. તો ઉચ્ચ શિક્ષણે આ પ્રશ્નના ઊકેલમાં શો ફાળો આપ્યો છે. તે સંબંધમાં મેં કરેલા પ્રયાસની નોંધ ટપકાવી આ લેખ પૂરો કરીશ. અત્યારની પદ્ધતિ તો છે 'શોધખોળ' એટલે research ની.

મેં એક પ્રશ્નપરિપત્ર મોકલ્યો હતો તેના જવાબોમાંથી કેટલાક આ નીચે આપ્યા છે, તે પરથી ઉચ્ચ કેળવણી કેવાં ઉત્તમ ફળો આપે છે એ વિષે કોઈને શંકા રહેવી જોઈએ નહિ.

## ૧

**સાહેબ,**

આપના પ્રશ્નપત્રે મારી આંખો આગળથી પંદર વર્ષનો પડદો ઊઘાડી નાંખ્યો, અને મેં મારી કૉલેજ જોઈ. મેં અંગ્રેજી ઑનર્સ લઈ બી. એ.ની પરીક્ષા પાસ કરી છે. હાલ હું કલકત્તામાં એક મારવાડીની પેઢીમાં નોકરી કરું છું. શેઠ ઘણા ભાવિક જન છે. તેમને ત્યાં ભજનકીર્તન થાય છે. ત્યાં, એક વખત ઘણો આગ્રહ થવાથી મેં નીચેનું કાવ્ય, 'વૈશંપાયન એણીપેરે બોલ્યા, સુણ જનમેજય રાય.' એ ઢાળમાં ગાયેલું તેથી મને ઘણો લાભ થયો હતો,

But mine the sorrow, mine the pain and well my life shall pay,

I shall seek solitude alone,and stretch me where he lay. સીયાવર રામચંદ્રકી જે!

આ વખતે અંગ્રેજી ઑનર્સે મને ઑનર અપાવ્યું હતું, એટલે મને તો ઉચ્ચ કેળવણીએ ખાસ લાભ આપ્યો છે. આથી વધારે મને સાંભરતું નથી. પણ જો આ માટે ફંડની જરૂર હોય તો અમારા શેઠ પાસે હું સારી રકમ ભરાવી શકીશ. ઉચ્ચ કેળવણી બંધ થવી જોઈએ નહિ.

**જવાબ**

ધન્ય, ધન્ય. અથવા બંગાળી રીતે કહું તો સાધુ, સાધુ. તમને સાધુવાદ ઘટે છે. પણ ફંડની હાલ જરૂર નથી. આવાં ભજનો વિશેષ બનાવતા રહેશો અને અવારનવાર મોકલતા રહેશો.

## ૨

"હું ટાપ્ટીવેલી રેલ્વેમાં નોકરી કરું છું. ત્યાં મારી ઉચ્ચ કેળવણી મને ઘણી કામ લાગે છે. મને એવા પ્રસંગો વારંવાર મળી રહે છે; પણ તેમાંથી એક જ હાલ તો સાંભળો છે. એક વખત મારા સ્ટેશનમાં આવી દુબળાઓ ઘણી ગરબડ કરતા હતા કંઈક જાન જેવું હતું, અમારા સાહેબ આવેલા એટલે શાન્તિની જરૂર તમે સમજી શકશો. હું એકદમ ગયો અને લાંબાલાંબા હાથ કરી,

ૐ સહસ્રશીર્ષ: ૐ સહસ્રપાદ;
ૐ સહસ્રાક્ષ:... ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ

એમ હાથ વીંઝતા વીંઝતા પાંચ મિનિટ ઘૂમ્યો કે બધું શાન્ત થઈ ગયું. હવે કોણ કહી શકે કે ઉચ્ચ કેળવણી નકામી છે? આવું તો હું ઘણું કહી શકું. મારા પોર્યાની જનોઈમાં હું શ્લોકો બોલેલો વગેરે."

વાહ! દેસાઈજી, ઘણું સારું. આપના પત્રમાં જરા 'ર' 'ળ' નો ગોટો છે, પણ વેદમાં એ અક્ષરો વચ્ચે ભેદ ન હતો, એટલે અમે પણ તે માટે ખેદ કરતા નથી. આવા નવા નવા અનુભવો મોકલતા રહેશો.

## ૩

"હું મુંબઈના પરાંની એક હાઈસ્કૂલમાં ગૂજરાતી શીખવું છું. મેટ્રિકના વર્ગમાં ન્હાનાલાલનું એક કાવ્ય આવ્યું, તે મેં ગરબાના સ્વરૂપમાં વર્ગમાં ફરીને ગાઈ સંભળાવ્યું હતું. તેથી વિદ્યાર્થિનીઓનું અને વિદ્યાર્થીઓનું મન ઘણું રંજિત થયું હતું (મન એક વચન છે,

એમ આપ ન જાણતા હો તો જાણશો. એટલું વ્યાકરણ તો દરેક ગૂજરાતીએ જાણ્યે જ છૂટકો.) પરંતુ ત્યાંના હેડમાસ્તરમાં રસિકતાની ખામી હોવાથી મને રજા મળી. પણ ટૂંક મુદતમાં જ નવી નોકરી આવી મળી. તેનું કારણ એ હતું કે હું કોલેજમાં ભણતો ત્યારે અમારા પ્રોફેસરે નોટ આપેલી કે પ્રેમાનંદનાં નાટકો કોણે લખેલાં! તેમાં મને એક નવો તુક્કો સૂઝ્યો. મેં લખ્યું કે એ નાટકો ગૂજરાતીના એક પ્રાધ્યાપકે લખેલાં છે.

કારણ પ્રેમાનંદનાં ત્રણ નાટકો :

સત્યભામા રોષદર્શિકા
પાંચાલી પ્રસન્ન
તપતી

આના છેલ્લા અક્ષરો લેતાં આ વિદ્વાન પ્રોફેસરના નામના પહેલા ત્રણ અક્ષરો મળી આવે છે. કહેવાની જરૂર નથી કે આ પ્રોફેસરનું નામ 'કાન્તિલાલ' હતું. મને આ લખવાનું તેમનો એક લેખ વાંચીને જ સૂઝ્યું હતું. તેથી તેમનો આભાર માનવાની રજા લઉં છું. ગમે તેમ, પણ મારો આ લેખ વાંચી એક ખાનગી શાળાના માલિકે મને નોકરી આપી દીધી."

× × ×

સૌ સારું જેનું છેવટ સારું. પણ હવે નોકરી મળી ગઈ એટલે આવી શોધખોળ ચલાવવાનું બંધ ન રાખતા, પણ હિમ્મત અને ખંતથી મંડ્યા રહેશો. (તમારી હિમ્મત તો તમારું લખાણ બતાવે જ છે.) તો તમે પ્રાધ્યાપક, પ્રપ્રાધ્યાપક સુધી પહોંચી જશો. બાકી વ્યાકરણની વાત તો જવા જ દેજો.

શું જાણે વ્યાકરણી, વસ્તુને શું જાણે વ્યાકરણી
મુખપર્યંત ભર્યું ઘૃત તદપિ સ્વાદ ન જાણે બરણી.

પણ તમને એમાં લાભ દેખાતો હોય તો તમને બધી છૂટ છે.

* * * *

# ધર્મનું મહત્વ

'જ્યારે જગતનો પહેલો બદમાશ જગતના પહેલા મૂર્ખને મળ્યો, ત્યારે ધર્મની શરૂઆત થઈ.' આ વાક્ય મારું નથી, એટલે એને ઘણા ખોટું કહે છે, એમ કહેતાં મને સંકોચ થતો નથી. પણ સાચી વાત એ છે કે આ વાક્ય ખોટું છે તેના કરતાં એનામાં ખોટું લગાડવાની શક્તિ વધારે છે, એમ કહેવું જોઈએ. વાસ્તવિક રીતે એમ કહી શકાય કે એ એટલું બધું સાચું છે કે ભાગ્યે જ કોઈને સારું લાગે. ત્યારે, આપણે એ વિચારને આમ મૂકીએ : જ્યારે જગતનો પહેલો માણસ, જેની પાસે બુદ્ધિ કરતાં ધન વધારે હતું તે, જેની પાસે ધન કરતાં બુદ્ધિ વધારે હતી એવા માણસને મળ્યો, ત્યારે ધર્મની ઉત્પત્તિ થઈ.

એ ગમે તેમ હોય, પણ ધર્મ જગતમાં ચાલ્યો છે, એની કોઈ ના કહી શકે નહિ. ધર્મ વિનાનો કોઈ માણસ નથી, એટલું જ નહિ પણ, અત્યારે કોઈ પણ માણસ જેને પાળતો નહિ હોય એવા અનેક ધર્મ, જે ફાલીફૂલીને મરી ગયેલા તે, શોધખોળ કરનારાઓને હાથ આવ્યા જ કરે છે. આ બધું કાંઈ ધર્મની મહત્તા વિના એમનું જ બન્યું હશે ?

ધર્મની પહેલી મહત્તા એ છે કે, એ જાતે જ આચરવાની જરૂર નથી. મેટ્રીક કે બી. એ.ની પરીક્ષા પસાર કરવી હોય, તો જાતે પરીક્ષામાં બેસવું પડે છે. એમાં માસ્તરને મોકલી આપવાથી ચાલતું નથી. કોઈ સાહસિકો આવો પ્રયત્ન કરે છે, પણ તે વે'લામોડાં પકડાઈ જાય છે. ચંડીના પાઠ અને રુદ્રનો અભિષેક ગોર મારફત કરાવી શકાય છે. અને હજુ સુધી કોઈએ એમાં એવો વાંધો બતાવી શક્યું નથી, કે કોઈને યે સંસારસાગર તરવામાં તેથી અડચણ પડી હોય.

વળી, ધર્મમાં કોઇ જાતની સમજણની જરૂર નથી. એક એવી વાત ચાલે છે કે, એક માણસે ચંડીપાઠમાં માર્યાં રક્ષતુ ભૈરવીને બદલે માર્યાં મક્ષતુ ભૈરવી કહ્યું, એટલે એની સ્ત્રીનું ચંડીએ ભક્ષણ કરી નાખ્યું. પણ આ વાતનો બોધ એવો કહેવામાં આવે છે કે આટલા માટે ચંડીપાઠ બોલતાં ઉચ્ચાર શુદ્ધ કરવો. એટલે એમાં દોષ ઉચ્ચારનો હતો, વિચારનો નહિ. વિચારનો તો આમાં પ્રશ્ન જ હોતો નથી. એ સમજવા માટે અજામિલનું દૃષ્ટાંત ઘણું સારું છે. અજામિલે આખી જિંદગી સર્વ પ્રકારનાં પાપો કર્યાં, પણ મરતી વખતે, પોતાના પુત્ર 'નારાયણ'નો ઉચ્ચાર કર્યો, એટલે એને લેવા આવેલા યમદૂતો ડરીને નાસી ગયા, અને વિષ્ણુદૂતો—નારાયણના દૂતો—એને વાજતેગાજતે સ્વર્ગમાં લઈ ગયા. હવે અજામિલે નારાયણનો અર્થ પોતાનો પુત્ર જ કર્યો હતો, અને તેનો અર્થ વિષ્ણુ થાય છે એવું એના મનમાં પણ ન હતું, એટલે એ સમજતો તો ક્યાંથી જ હોય? છતાં તેને ઉત્તમ પ્રકારે મોક્ષ મળ્યો. કારણ, સાચા ધર્મમાં સમજ્યા વિના માત્ર બોલવાની જ જરૂર છે. નામોચ્ચારનો મહિમા જ એવો છે.

ધર્મ માટે બુદ્ધિની જરૂર પડતી નથી, એ જ રીતે બળની પણ જરૂર પડતી નથી. જ્યારે માણસનું અંગ ગળી જાય, માથે પળિયાં આવે, મોં દાંત વિનાનું થઇ જાય, લાકડી વિના ચલાય નહિ, ત્યારે તે કોઈ પણ પ્રકારનું શારીરિક સુખ ભોગવી શકે નહિ. છતાં, તે દેવસ્થાનોમાં છત્તરો બંધાવીને અને ફરસબંધીને આરસ જડાવીને ધર્મનો આનંદ ભોગવી શકે છે. તેનું નામ જેના ઉપર કોતરેલું છે એ પર અનેક ભક્તોના દૃષ્ટિપાત અને ચરણો ઉપરની રજ પડતી જોઈ, તેનો આત્મા નિત્યનિત્ય નવજીવન અનુભવે છે.

મને તો લાગે છે કે ન સમજ્યાથી જેમ ધર્મના તેજની વૃદ્ધિ થાય છે, તેજ પ્રમાણે સમજવાથી ધર્મ ચાલ્યો પણ જાય છે. નરસિંહ મહેતાનાં પ્રભાતિયાં, મીરાંનાં ભજનો, પ્રેમાનંદનાં આખ્યાનો વગેરેનો

અભ્યાસ શાળાઓમાં અને કૉલેજોમાં થાય છે, પણ તેથી ધર્મનું પાલન કે આચરણ થાય છે, એમ કોઈ કહેતું નથી. શિક્ષણમાં ગૂજરાતીના અભ્યાસને વધારે મહત્ત્વ આપવું જોઈએ, એ માટે જે જે દલીલો કરવામાં આવે છે તેમાં, હજુ સુધી કોઈએ એવી દલીલ કર્યાનું સાંભળ્યું નથી કે, તેથી ધાર્મિક શિક્ષણ મળે છે. કારણ દેખીતું છે. શિક્ષકો અને અધ્યાપકો આ લખાણોના અર્થ સમજાવવા પ્રયત્ન કરે છે. પણ ચૈત્ર મહિનામાં કેટલાક પ્રાથમિક શાળાના શિક્ષકો રજા લઈને, અને હંમેશની રજા ભોગવતા મહારાજો પોળના ચોકઠામાં 'ઓખાહરણ' વાંચવા બેસે છે, ત્યારે યુવતીઓ અને વૃદ્ધાઓ અનાજ અને પૈસા લઈ, આ મહાન ધાર્મિક લા'ણુ લેવા ઉત્સાહથી ઉભરાય છે. અહીં 'ઓખાહરણ' ધાર્મિક સ્વરૂપ ધારણ કરે છે, કારણ તેના અર્થ સમજવા શ્રોતા કે વક્તા ભાગ્યે જ પ્રયત્ન કરે છે. પરોઢિયામાં ઊંડી ખોખરે અવાજે કે ભયંકર ત્રાડના સ્વરૂપમાં જ્યારે,

> જાગોને જશોદાના જાયા વેણલાં વાયાં;
> તમારે ઓશીકે મારાં, ચીર ચંપાયાં
> સાદડિયાં કરું તો વા'લા ઘુઘરીઉં ઘમકે,
> અંગૂઠો મરડું તો વા'લા લોકડીઆં જાગે.

વગેરે વગેરે ગાવામાં આવે છે ત્યારે ધાર્મિક રસ ઝરે છે. કારણ દેખીતું છે. એમાં ઉત્સાહ છે, શ્રદ્ધા છે, લાગણી છે, જેની ધર્મને માટે ઘણી જરૂર છે. પણ એ વખતે પ્રેમકેલિના આ વર્ણનગીતમાં ગુલતાન બુઢ્ઢાં માજીને કે કાકાને કોઈ તેમણે કરી નાખેલા ગડબડગોટાળાને દૂર કરવા એવો સુધારો સૂચવે કે

> 'સાદડિયાં કરું તો વા'લા લોંકડીઆં જાગે,
> અંગૂઠો મરડું તો વા'લા ઘુઘરીઉં ઘમકે.'

એમ જોઈએ તો ધર્મની સાથે જ તેમનો મિજાજ પણ ચાલ્યો જાય છે, 'ભગવાન તો ભોળાના છે' 'કાલાઘેલા હરિને વા'લા' વગેરે લાંબુ

વ્યાખ્યાન પૂછી સાંભળ્યે જ છૂટકો.

આ પ્રમાણે હોવાથી જ જે માહાત્મ્ય સંસ્કૃત ગ્રંથોમાં છે તે તેના પ્રચલિત ભાષાઓના ભાષાંતરોમાં નથી. કારણ भर्गो देवस्य धीमहि, धियो यो नः प्रचोदयात्‌ની મંત્રશક્તિ કાંઈ 'જે દેવના તેજનું અમે ધ્યાન ધરીએ છીએ તે અમારી બુદ્ધિને દોરો' એમાં આવે છે? એમાં બુદ્ધિનો સવાલ જ નથી. અર્થ સમજવાનો પ્રયત્ન કરવા જતાં જ રહસ્ય ઊડી જાય છે. કળ્યો કાયડો, કોડીનું મૂલ. જે દવા આપી દાક્તર આઠ આના લેતો હોય તે ક્વીનાઇનનું પાણી જ છે એમ જાણી તમે બે પૈસાનું ક્વીનાઇન ખરીદી જાતે પાણીમાં નાખી પી જાઓ તો શું પહેલાંના જેવો ફાયદો થશે? નહિ જ. તે જ પ્રમાણે જે શું કહેવા માંગે છે તે બિલ્કુલ સમજ્યા વિના માત્ર સાચી શ્રદ્ધાથી જ જપવામાં આવે, અથવા ઉદાર દક્ષિણા આપી જપાવવામાં આવે તેમાં જ ખરો ધર્મ લાભ મળે છે. માટે તો લગ્ન સમયની સપ્તપદીની પ્રતિજ્ઞાઓ સંસ્કૃતમાં જ લેવામાં આવે આવે છે, ગુજરાતીમાં નહિ. જો ગુજરાતીમાં લેવાનું શરૂ થશે તો પછી તેની શક્તિ ચાલી જશે, અને અત્યારે રહી છે તેટલી એ લગ્નની બંધનશક્તિ નાશ પામશે.

માણસની જ્યારે પાપાચરણ કરી આનંદ ભોગવવાની શક્તિ નાશ પામે છે ત્યારે તેને આનું મિથ્યાત્વ સમજાય છે, અને તેથી તે આનું આચરણ કરી રહેલા જુવાનોની ટીકા કરીને નિંદારસનો–અલબત, પાપની જ નિંદાના રસનો–પરમાનંદ બોખેમોંએ ચગળી શકે છે. 'નારી નરકની ખાણ છે,' 'માથે મોતનાં નગારાં વાગે છે, છતાં તને હજુ સંગીતના સૂર સાંભળવા ગમે છે?' દારૂ પીધેલા ઉંદરડાની માફક છાતી કાઢી ચાલે છે, અને મસ્તાનો થઈ ડોલે છે; પણ, બારણે જમડા-રૂપી બિલાડી તાકી રહી છે.' આવાં આવાં ધાર્મિક ભજનો લાકડીને ટેકે ટગુમગુ ચાલતા અને કેડેથી નમેલા, જુવાની ક્યાં જતી રહી એમ શોધતા, અને મનમાં શોચતા ઉચ્ચા અલાનંદ બતાવીને ગાઈ શકે

શકે છે. અને એ રીતે રામનામની લૂંટ જે કોઈ લૂંટી શકે તેને માટે કરાવે છે.

વળી ધર્મની નિશાનીઓ હંમેશા સાથે જ ફેરવી શકાય છે. આની સગવડ બીજા શેમાં યે નથી. કેટલાક પોતાની પદવીઓ ઉપર બહુ મોહ રાખે છે અને તેને નામની સાથે સદૈવ જોડી રાખે છે. તેઓ મકાન ઉપર બોર્ડ મારે છે: 'બી. એ.' 'બેરિસ્ટર–એટ–લૉ', વગેરે. તેમના પર પત્રો લખનારાઓએ હંમેશાં પદવીઓ લખવી જ જોઇએ. એક ગૃહસ્થે એક વખત પત્ર લેવાની ના કહી હતી કારણ ઉપર લખ્યું હતું: 'રા. રા. છગનલાલ છાશવાળા.' "આ મારો પત્ર નથી. મારું નામ તો છે, 'રાવબહાદુર છગનલાલ છાશવાલા.' આ મારું નામ જ નથી." તેમણે તિરસ્કારપૂર્વક ટપાલી તરફ પત્ર ફેંકતાં કહ્યું હતું. પણ પોતાના કપાળ પર કે કપડાં પર પણ કોઈ પોતાની પદવી કે ખિતાબ લખી શકતું નથી. હા, પોતાના મકાન ઉપરાંત પુસ્તકો, ફરનીચર એ બધા પર લખી શકે છે. પણ ધર્મની નિશાની તો તમે તમારા કપાળ પર ચીતરી શકો છો. કપાળ પર લખો 'એડવોકેટ' તો તમને કોઈ ગાંડામાં જ ગણી કાઢે, પણ કપાળ પર પીળો ચાંલ્લો; અથવા લાલ પીળું તિલક, ઊભુ કે આડું; અથવા કાળી આડ; અથવા ચિપિયા આકારનું ચિન્હ: એવી મન ફાવે તેવી નિશાની કરી તમે તમારી ધાર્મિકતાની જ નહિ, પણ તમે કયો સંપ્રદાય શોભાવી રહ્યા છો તેની પણ નિઃસંકોચપણે જાહેરાત કરી શકો.

ઉત્સાહી લોકો કેટલીક રીતે ધન બતાવી શકે છે. વરઘોડામાં બેંડ, વાજાં, ઘોડા, હાથી, મોટર વગેરે લાવી ધનિકતા બતાવી શકાય. પણ વરઘોડા કાંઈ રોજ કાઢી શકાતા નથી. એમાં તો જિંદગીમાં એક વખત ધનનું પ્રદર્શન જાહેર રીતે ભરીને પછી કેટલાકને તો આખી જિંદગી એકાંતમાં કૂલણજીપણા માટે રડવાનું જ આવે છે. હા, મકાન, ફરનીચર વગેરે રોજ બતાવી શકાય. 'અમારું મકાન જોવા આવજો'

એવું કહેનાર તો વાંચકોમાંના દરેકને કોઈને કોઈ મળ્યું હશે; પણ, 'અમે નવી ઘડિયાળ લીધી છે તે જોવા આવજો,' 'અમે નવી શેત્રંજી એવી ફક્કડ લીધી છે,' એવું કહેનારાં નહિ મળ્યા હોય તો હવે મળશે, એમ હું સ્વાનુભવથી ખાત્રી આપું છું. પણ આવાં આમંત્રણો કોઈ સ્વીકારે નહિ તો શું થઈ શકે? કાંઈ ઘરને ઉપાડીને કે શેત્રંજી ઓઢીને ફરી શકાય? પણ એમાં યે રસ્તો નથી જ એમ નથી. ઘર નહિ, પણ ઘરેણાં તો ચોવીસે કલાક પહેરીને ફરી શકાય. એક દર્શકની વાત છે કે વીંટી બતાવવા માટે તેણે જમણ કર્યું અને સૌને વીંટીવાળી આંગળી બતાવી કહેવા માંડ્યો 'આપ અહીં બેસો,' 'આપ ત્યાં બિરાજો' વગેરે. એવું તદ્દન ખુલ્લું ન કરવું હોય તો પણ બટન પર હાથ ફેરવ્યા કરીને, બંગડીઓ હાથમાંથી વારંવાર કાઢીને અને પહેર્યા કરીને તેની તરફ અન્યનું ધ્યાન ખેંચી શકાય. પણ ઘરેણાં સામે એક મોટો વાંધો એ છે કે, તે ઘણાં ખરચાળ છે. ત્યારે ધાર્મિક નિશાનીઓ? એમાં સોનું, હીરા કે મોતીની જરૂર જ નથી. તેમાં તો ચંદન, કંકુ કે છેવટ રાખથી પણ કામ ચાલી શકે. અને તે પણ એક એકથી ચડિયાતી રીતે! એટલું યે ખર્ચ ન કરવું હોય તો માથે વાળ વધારી ચોટલી, કે મોંએ વાળ વધારી દાઢી ઉઘાડી ધર્મની ધ્વજા ફરકાવી શકાય. હું જ્યારે કૉલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે અમારી સાથે એક બ્રાહ્મણ યુવક અબોટિયું પહેરીને તથા માથા ઉપરની લાંબી ચોટલીને વળ દઈ ઉભી રાખીને જમવા બેસતા હતા. 'આ શું? આ આમ કેમ?' એમ પ્રશ્ન પૂછવામાં આવે તો તે જવાબ આપતા, 'મારો દેહ એ માનવમંદિર છે, માથું એ તેનો ગોળ ઘુમ્મટ છે અને આ ચોટલી તે તેના પરની ફરકી રહેલી ધ્વજા છે.' આ પ્રમાણે એક પાઈનું પણ ખર્ચ કર્યા વિના તે શિખર અને ધ્વજાયુક્ત મંદિરનું ફરતું પ્રદર્શન અહોનિશ ભરી શકતા હતા.

નિર્જળ ગામ નવાણ ગળાવો, વાવ કૂવા નદી તીર તળાવો,
શોધી જૂનાં ફરી સદ્ય સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો.

એવી દલપતરામે ધનવાનોની ફરજ સમજાવી છે. આ રીતે ધનમાં બીજાઓનો ભાગ છે એમ ઘણાએ કહ્યું છે. વિદ્યારૂપી ધન વાપરવાથી ઘટતું નથી, પણ વધ્યે જાય છે, માટે જેમની પાસે વિદ્યા હોય તેમણે બીજાઓને તેનું દાન આપવું, વિદ્યાના ચોર બનવું નહિ, વગેરે શીખામણો પણ અપાય છે. પરંતુ ખુદ ધર્મના પોતાના સંબંધમાં તો ચોકખું જ કહ્યું છે કે ધર્મના કર્મમાં કોઈનો ભાગ નથી. એટલે ધર્મ તેના આચરનારને જ લાભ કરે છે. ધર્મનું આચરણ કરનાર એ લાભ બીજાને આપે એવી ફોગટ આશા કોઈએ રાખવી નહિ. ધર્મથી મળવી જોઈતી શાન્તિ, સહિષ્ણુતા, પરોપકારવૃત્તિ, વગેરેનો લાભ ધાર્મિક વ્યક્તિઓની આસપાસનાઓને કેમ મળી શકતો નથી તેનું કારણ આ કહેવત પરથી સમજાય છે. સર્વ લાભો તેઓ પોતાને માટે રાખે છે. તેમાંથી બીજાઓને ભાગ માગવાનો હક્ક જ નથી. એટલે જ એક માતાજીના પૂજારી પોતાના મંદિરની પાસેથી નીકળતા દરેક હરિજનને ગાળો દેવામાં આનંદ માનતા હતા. એને ભય લાગતો હતો કે મહામહેનતે ભેગા કરેલા તેના ધર્મમાં કોઈ લૂંટ ચલાવવા આવતું હતું !

આ સિવાય મારે બીજું ઘણું કહેવાનું છે. ધર્મને જલાભેદ્ય રીતે જીવનથી જુદો પાડી આચરી શકાય છે. ધર્મ સંસારની સામાન્ય ફરજો બજાવવામાંથી તેના અનુયાયીઓને મુક્તિ અપાવે છે. ધર્મ જીવનના કોઈ પણ ક્ષેત્રમાં—નાનામાં નાના કામમાં પણ—આચરી શકાય છે એવી એની વ્યાપકતા છે, વગેરે વગેરે. પણ ઉપર બતાવ્યું તેનાથી અર્ધું પણ મહાત્મ્ય, જ્ઞાન, સેવાભાવ વગેરે અત્યારના અધાર્મિક યુગમાં બુલંદ સૂરે પોકારાઇ રહેલી બાંગોમાં છે, એવું કોઈ બતાવે ત્યાં સુધી હું મૌન રહેવાનું યોગ્ય ગણું છું.

આ લખતાં મને મૌન વિષે વિચાર આવ્યો. અને એને પરિણામે જે લેખ મેં લખ્યો, તે આ પુસ્તકમાં જ અન્યત્ર આપેલો છે.

# સમદૃષ્ટિ રાજ્યતંત્ર

અમદાવાદમાં, કહેવાય છે કે, એક વખતે એકલા અમદાવાદીઓ માટેનું જ ખાસ છાપું નીકળતું હતું. આ છાપામાં આ શહેર અને તેના શહેરીઓ વિષેની ઝીણામાં ઝીણી બાબતો પણ આવ્યા વિના રહેતી નહિ. જેમકે 'ઢાળની પોળમાં ઝીણી ડોશીને કરડેલો વીંછી,' 'પખાલીની પોળમાં લલ્લુ કાકા લપસી ગયા,' 'મ્યુનિસિપાલિટી રસ્તાઓ ક્યારે સુધરાવશે ?' આ પ્રમાણે અદનામાં અદના શહેરીઓના જીવનમાં પણ રસ લેતું હોવાથી આ છાપામાં પણ લોકો રસ લેવા લાગ્યા, અને તેની નકલોનું વેચાણ વધવા જ લાગ્યું. એટલે એના તંત્રીએ, કહેવાય છે કે, નવો તુક્કો અજમાવ્યો : તેણે પોતાના પત્રના વાર્ષિક ગ્રાહકોનાં મુબારક નામો છાપવા માંડ્યાં. અને 'તમે પણ નામ નોંધાવો.' એવું 'આમંત્રણ' પ્રેમપૂર્વક રોજને રોજ મોટા મોટા અક્ષરે અપાવા માંડ્યું. છેવટે માસિક અને દૈનિક ગ્રાહકોનાં નામો પણ આવવા માંડ્યાં. અને આગળ જતાં, ખરીદનાર નરનારીઓની મુબારક નામાવલિથી જ પત્રના મોટા ભાગની જગા રોકાવા માંડી. અને છેવટે તેમાં ખરીદનારાઓનાં નામો સિવાય કાંઈ જ છાપવાની જગા બાકી રહી નહિ. શરૂઆતમાં લોકોને પોતાનું નામ વાંચવામાં રસ પડ્યો; પણ પછી, એ રસ જૂનો થતાં ગ્રાહકો ઘટવા લાગ્યાં, અને છેવટે ગ્રાહકોના અભાવે જ એ પત્ર બંધ પડ્યું.

એ તો જાણે ખોટું થયું. અને એ ખોટ દેખાવાથી જ અત્યારે મને તે યાદ આવ્યું. અત્યારે કેટલા બધા મોટા મોટા માણસો કેવાં કેવાં મોટાં કામો કરે છે ? છતાં, એ સર્વને યોગ્ય જગા ( છાપામાં ) મળતી નથી. આ ફરિયાદ કાંઈ મારા એકલાની જ નથી. આ સર્વ ગૃહસ્થોની પણ છે. તેથી, એવા જ એક મહાપુરુષનો પરિચય આપવા

હું અત્યારે ઉદ્યુક્ત થયો છું.

હિંદના સીમાડા ઉપર એક રાજ્ય છે. હિંદમાં તો સાતસો રાજ્યો છે, પણ આ તો તેના સીમાડાની બહારનું એક રાજ્ય છે. ત્યાંનો આદિપુરુષ હિંદમાંથી ગયેલો એટલે હમણાં સુધી રાજ્યકર્તાઓ પરદેશી ગણાતા, પણ હવે નવાતંત્રથી સ્વદેશી ગણાય છે. હિંદમાં રાજાઓ સૂર્ય, ચંદ્ર, તારા, વગેરેના વંશમાંથી ઊતરી આવ્યા છે. આ રાજ્યના નરેશ પણ, આવી જ રીતે, પ્રાચીન વંશના છે. તે ભીષ્મના વંશજ છે. ભીષ્મ તો બ્રહ્મચારી હતા એટલે એને વંશ જ હોય નહિ એમ કોઈ રખે દલીલ કરે. મેં આ રાજાના દાદાએ લખાવેલ 'ભીષ્મવંશીય ભૂપતિમણિમાલા' નું પુસ્તક વાંચ્યું છે. તેમાં કોઈને ય શંકા ન રહે તે રીતે આ વંશની ઉત્પત્તિનું વર્ણન આપ્યું છે. તે ટૂંકામાં જ લખીશ.

ભીષ્મપિતામહ બાણશૈયાપર સૂતા હતા ત્યારે તેમની સેવામાં એક ખવાસણ હતી. જ્યારે ભીષ્મનો આત્મા ઊડી ગયો ત્યારે આ બાઈ એવી અનન્ય દૃષ્ટિથી તેમના તરફ પૂજ્યભાવે જોઈ રહી હતી કે, એ આત્મા તેની આંખો દ્વારા તે બાઈના દેહની અંદર પ્રવેશ પામ્યો. આ રીતે બ્રહ્મચારી ભીષ્મનો વંશ ચાલ્યો એ કોઈને નવાઈ ભરેલું લાગે. પણ એવો બીજો દાખલો પણ મોજૂદ છે. બ્રહ્મચારી હનુમાનના વંશના રાજાઓ આપણા દેશમાં ક્યાં નથી? અસ્તુ. વળી આ રાજાના અંગ પર એક નિશાની પણ હોય છે. દરેકના આખા શરીર પર, શીતળા નીકળીને ચાઠાં પડે છે તેવાં, ચાઠાં હોય છે. શરીરની મનપર અસર હોય છે જ. એટલે, ભીષ્મની બાણશૈયાની અસર તેમના આ વંશજોના શરીર પણ રહી ગઈ, તે રહી જ ગઈ.

આવા મહાન વંશમાં હાલ માણેકસિંહ નામે રાજા રાજ્ય કરે છે. તેમણે પોતાની પ્રજાને 'સમદષ્ટિ રાજ્યતંત્ર' નામે અપૂર્વ રાજ્યતંત્ર બક્ષિસ કર્યું છે. તેની માહિતી કોઈપણ છાપાંમાં હજુ સુધી આવેલી ન હોવાથી, અત્રે ટૂંકામાં આપું છું. તે વિષેનો વિસ્તૃત અહેવાલ

રાજ્યે બહાર પાડયો છે, તેમાંથી ટૂંકાવીને અત્રે લખવામાં આવ્યું છે.

રાજા સાહેબને વિચાર થયો કે પ્રજાને રાજ્યમાં ભાગ આપવો. એટલે અરજીઓ મંગાવવામાં આવી. જુદાં જુદાં મંડળોના અગ્રેસરોને બોલાવવામાં આવ્યા. સભાઓ થઈ, ભાષણો થયાં, અને છેવટે 'સમદષ્ટિ રાજ્યતંત્ર' મોટી ધામધૂમથી શરૂ થયું.

તે મુજબ આ રાજ્યમાં નાનામાં નાની કોમ, જાત, ધંધાદારીઓ સર્વને પોતપોતાના ક્ષેત્રમાં સંપૂર્ણ છૂટ આપવામાં આવી છે. જેમ કે, 'સુરાપા' નામે એક કોમ છે. આ કોમના માણસો કેટલાંક હજાર વર્ષ પહેલાં, આ 'ગાંગાનગર' રાજ્યમાં આવ્યા હતા ત્યારે ગાંગાનગરના રાજાએ વખાના માર્યા આવેલા માણસોને વચન આપ્યું હતું કે, તમે તમારો બાપદાદાનો ધંધો અમારા રાજ્યમાં સુખેથી ચલાવી શકશો. આ 'સુરાપા' લોકોનો ધંધો દારૂ બનાવીને વેચવાનો હતો. ગાંગાનગર રાજ્યમાં પહેલાં દારૂ ન હતો, પણ આ 'સુરાપા' લોકોએ તે દાખલ કર્યો. પરિણામ એ આવ્યું કે ગાંગાનગરની મોટા ભાગની મિલ્કત આ નવા આવેલા સુરાપા લોકોના હાથમાં આવી ગઈ તેથી પ્રજાના સમજુ વર્ગોએ સુરાની વિરુદ્ધ ચળવળ ચલાવી. તેને લીધે ઘણી તકરારો થવા લાગી, પણ તે બધાનો અંત નવા રાજ્યતંત્રથી આવી ગયો. નવા રાજ્યતંત્રથી દરેક કોમને પૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી. એટલે સુરાપાનો ધંધો ચાલુ રહ્યો; અને તેમને, તથા લોકોને, સ્વરાજ્ય મળ્યું.

એ જ પ્રમાણે 'ગુંડાપ્પા' નામની કોમે ખીસાં કાતરવાનો, 'લાઠી' નામની કોમે સ્ત્રીઓનો વેપાર કરવાનો, વગેરે લઘુમતી કોમોએ પોતપોતાના બાપદાદાના ધંધા વગર રોકટોકે ચાલુ રાખવાના પરવાના નવા રાજ્યતંત્રથી મેળવ્યા.

આ પ્રમાણે નક્કી થયું, ત્યારે રાજાએ પણ કહ્યું કે મારું આ આ રાજ્ય રાજાઓએ મોટો આપભોગ આપવાથી ટકી રહ્યું છે.

અમારા બાપદાદાઓએ મોગલોને અને પઠાણોને રત્ન જેવી પુત્રીઓ આપીને આ રાજ્ય ટકાવી રાખ્યું છે. જ્યારે ઢાલ અને તલવાર, કોટ અને કિલ્લા કાંઈ કામ ન આવ્યા ત્યારે અમારી સુકન્યાઓએ પઠાણ અને મોગલ જનાનાને પોતાની જાત સમર્પીને અમારાં રાજ્ય ટકાવી રાખ્યાં છે. એટલા માટે મારી કોમ લઘુમતીમાં હોવા છતાં મને રાજ્ય ચલાવવાનો મારો ધંધો ચલાવવા દેવો જોઇએ. આ પ્રમાણે રાજાને પણ પોતાના રંગરાગ, મોજશોખ, 'પાસા પડે એ દા', અને રાજા બોલે એ ન્યા'' વગેરે અધિકારો ભોગવવા દેવાનું પ્રજાએ નકકી કર્યું. આ પ્રમાણે ગાંગાનગરમાં જ્યારે સમદ્રષ્ટિ રાજ્યતંત્ર સ્થપાયું ત્યારે મોટાભાઈ નામના એક કોમી નેતાએ મોટો દમ ખેંચ્યો. કોઈએ પૂછ્યું 'મોટાભાઈ આ શેનો દમ?' ત્યારે મોટાભાઈએ કહ્યું. 'છુટકારાનો દમ.'

આ સમયે વક્તાઓએ ભાષણો કર્યાં અને કવિઓએ કાવ્યો લખ્યાં. એ બધું લખતાં ઘણું લાંબું થઈ જાય તેમ છે. માટે આ સમયે લખાયેલી એક કવિતામાંથી થોડીક લીટીઓ આપીને જ આ પરિચય લેખ પૂરો કરીશ. તેમાં જે છેવટના શબ્દો છે તે ગાંગાનગરની એક કોમના નેતા મોટાભાઈના છે.

'છુટકારો થયો હેંબૂ?' પૂછે બુઢ્ઢી કેડે નમી<br>
'ભૂખમરામાંથી? બધા પ્હેરશે શું મારું કાંત્યું?<br>
કાંતવાંની મજૂરી વધી જશે તારી ને મારી?'<br>
'મિયાં હવે છોડી દેશે દારૂ? અને છુટકારો<br>
થશે મારો મારમાંથી?' પૂછે કો મજૂરપત્ની<br>
'ખરી વાત હેં શું ભાઇ? દારૂથી છૂટયાં શું અમે?'<br>
'અજ્ઞાનથી? નિરક્ષરતાથી છુટકારો થયો?'<br>
પટાવાળા, સીપાઈ ને ગાડીવાળા, લારીવાળા,<br>
સાફાવાળા, ટોપીવાળા પૂછે 'શું અભણ મટયા?'

'હજારોના પગાર પ્રધાનો લે છે તેથી છૂટ્યા ?
છુટકારો થયો શાથી ? રોગથી ?
કે પરદેશી તંત્રથી ?' મદ્રેસા તણા લોક પૂછે.
'છુટકારો થયો બસ છુટકારો એ જ જાણો.
શ્વાસ તણો છુટકારો, જીભ તણો છુટકારો,
કલમનો છુટકારો, છુટકારા દિન, બસ દિન દિન છુટકારો.'



# માર્ક બનાવવાનું કારખાનું

**આ**પણા દેશમાં હવે નવાં કારખાનાં નીકળતાં જાય છે, એ આનંદની વાત છે. હમણાં જ સાયકલ બનાવવાના કારખાનાંની જાહેરાત થઈ છે. તે સમયે આપણે ત્યાં પ્રમાણમાં લાંબા સમયથી સ્થપાયેલ એક કારખાનાની ઓળખાણ આપતાં મને ઘણો આનંદ થાય છે.

આજકાલ કેળવણી પ્રત્યે લોકોને ઘણી શ્રદ્ધા છે. જૂના જમાનામાં જેટલી શ્રદ્ધા બ્રાહ્મણો પ્રત્યે હતી તેટલીજ શ્રદ્ધા અત્યારે શિક્ષકો પ્રત્યે છે. છતાં, આ જમાનો અશ્રદ્ધાળુ છે, એમ કહેવાય છે, એ કેવું નવાઈ ભરેલું? મોક્ષ મેળવવાની તાલાવેલી એક સમયે આપણાં દેશનાં સર્વ સ્ત્રીપુરુષોને લાગી હતી, અને હજુ પણ ઘણાને લાગે છે તેવી તાલાવેલી પરીક્ષા પસાર કરવા માટે યુવક યુવતીઓ અને તેમના માબાપોને લાગે છે. સ્વર્ગમાં વૈતરણી પાર ઊતરવા માટે સોનારૂપાની નીસરણીનું દાન કરવામાં આવતું હતું. તેમ જ પરીક્ષા–તરી પાર ઊતરવા માટે ફી, પુસ્તકો, ટ્યુશન એવાં અનેક પ્રકારે ધનનો સદ્‌વ્યય કરવામાં આવે છે, જે ખરેખર આપણા જેવા ગરીબ દેશને માટે મગરૂર થવા જેવું ગણાય.

પણ માણસનો સ્વભાવ એવો છે કે, તે હમેશાં ટૂંકા રસ્તા શોધે છે. ગણપતિ અને કાર્તિકસ્વામી વચ્ચે એક વખત સ્પર્ધા થઈ હતી કે, કોણ પહેલું પૃથ્વીપ્રદક્ષિણા કરી આવે છે. તેમાં ગણપતિનું વજન વધારે અને વાહન તો બિચારો ઊંદર એટલે વિચારમાં પડયા. ત્યારે, કાર્તિકસ્વામી તો મોર પર ઊડયા; પણ, ગણપતિની કુશાગ્ર બુદ્ધિએ તુર્ત જ ટૂંકો માર્ગ શોધી કાઢયો. તેમણે પાર્વતીની પ્રદક્ષિણા કરી નાખી. અને માતા એ પૃથ્વીની બરાબર ગણાય એ ન્યાયે ગણેશ શરત અને તેના ઈનામની કન્યાઓ જીતી ગયા, અને કાર્તિકસ્વામી આજની

ઘડી સુધી કુંવારા રહ્યા. એ જ પ્રમાણે ધર્મના ક્ષેત્રમાં પણ મોક્ષના ટૂંકા માર્ગ શોધાવા લાગ્યા હતા. અત્યારે, ટૂંકી ટૂંકી અને બિલકુલ જ ટૂંકી બાંહ્યોની સ્ત્રીઓમાં, અને મૂછોની પુરુષોમાં સ્પર્ધા ચાલે છે, અને કેટલાક સાહસિકો તો શૂન્ય શિખર સુધી પણ પહોંચી ગયા છે. તે પ્રમાણે મોક્ષના માર્ગોના સંબંધમાં પણ ગોરમહારાજો વચ્ચે સ્પર્ધા ચાલી. એકે કહ્યું, બ્રાહ્મણની નાત જમાડો; બીજો કહે, સો બ્રાહ્મણ અને એક ભાણેજ બરાબર, માટે ચારસો બ્રાહ્મણની નાતને બદલે ચાર ભાણેજ જમાડો; ત્યારે ત્રીજો કહે, સીધું આપો; ત્યારે ચોથાએ તો લોટની ચપટીના બદલામાં જ મોક્ષ વેચવાની જાહેરાત કરી.

એ જ પ્રમાણે અત્યારે કેળવણીના ક્ષેત્રમાં પણ ટૂંકા રસ્તા નીકળવા માંડયા છે, એ જોઈ ઘણો સંતોષ ઊપજે છે. કેળવણીના ક્ષેત્રમાં આ પ્રમાણે ટૂંકા માર્ગો નીકળે એ સ્વાભાવિક જ છે. કારણ, અર્વાચીન કેળવણી અંગ્રેજોએ દાખલ કરી છે, અને તેઓ આપણા દેશમાં આવ્યા ત્યારથી જ, અરે તેની યે પહેલાંથી, ટૂંકા માર્ગો શોધતા રહ્યા છે.

અંગ્રેજો પ્રથમ કેપ ઑફ ગૂડ હોપને રસ્તે થઈ આવતા હતા. પણ પછી સુએઝનો રસ્તો શોધાયો, અને આ નવો રસ્તો જૂનાના ચોથા ભાગ કરતાં ય ટૂંકો જણાયો. હવે વળી એરોપ્લેનથી એથી ય ચોથા ભાગ કરતાં વધુ ટૂંકો રસ્તો થયો છે. તે જ પ્રમાણે ઇસ્ટ ઇંડિયા કંપનિ પ્રથમ વેપાર કરતી હતી, અને એ લાંબે માર્ગે પૈસા મેળવતી હતી. પછીથી દેશી રાજાઓની કજિયાદલાલીનો ઘણો ટૂંકો રસ્તો લઈ થોડા સમયમાં ખૂબ પૈસા કરવાનો ચીલો કલાઈવે પાડયો. કર્ણાટકની ગાદી માટે બે નવાબો લડે, હૈદ્રાબાદના તાજ માટે બે નિઝામો લડે કે પુનાની પેશ્વાઈ માટે બે મહારાષ્ટ્રીય મુસદ્દીઓ લડે, ત્યાં કંપનિએ પોતાનો સહાયક હાથ લંબાવવો. આ માટે હિંદીઓનું અંગ્રેજ અમલદારોએ કેળવેલું લશ્કર રાખવું. મોટી મોટી વખારોમાં સૂંઠ, મરી ને પીંપર, મલમલ, ગળી ને સાકર રાખવાં કરતાં લશ્કરી

ટુકડીઓ રાખવી એ શું ખોટું? હિંદમાં લડાઈનો બજાર તેજ હતો; એટલે, કંપનિના આ ભાડૂતી લશ્કરની માંગ જબરી જાગી. મદદના બદલામાં કંપનિને પૈસા અને જમીન મળતી, એટલે લશ્કર રાખવાનું ખર્ચ કાઢતાં સારો નફો રહેતો. પણ વેલેસ્લિએ આથી યે ટૂંકો રસ્તો શોધી કાઢયો. લડાઈમાં રોકાયું હોય ત્યારે તો લશ્કરનો પગાર બારોબાર નીકળતો, પણ શાન્તિના સમયનું શું? તેટલો સમય તો કંપનિએ પગાર આપવો પડતો હતો ને? તે માટે વેલેસ્લિએ સહાયકારી સંધિની યુક્તિ શોધી કાઢી. નિઝામ, ગાયકવાડ, અયોધ્યાનો નવાબ પોતપોતાનાં લશ્કરો વિખેરી નાખે. કંપનિની લશ્કરની ટુકડીઓ ત્યાં રહેશે, અને તેમનું રક્ષણ કરશે. આ લશ્કરના સીપાઈઓ નોકર તો કંપનિના ગણાશે, પણ પગાર હિંદી રાજાઓનો ખાશે! એટલે હવે શાન્તિના સમયમાં પણ લશ્કરને પગાર આપવાની ચિન્તા ન રહી. આ ટૂંકા માર્ગનો ઇતિહાસ ઘણો લાંબો છે, એટલે એ આગળ ઉપર કોઈ વાર કહેવાશે. અહીં તો દૃષ્ટાંત તરીકે આટલું જ બસ છે.

ત્યારે હું એમ કહેતો હતો કે, કેળવણીમાં ટૂંકા માર્ગો શોધાવા લાગ્યા. અને છેવટે કેળવણીનો ટૂંકામાં ટૂંકો માર્ગ–જે માર્ક મેળવવાનો તે–શોધી કઢાયો. વિદ્યાર્થી પ્રથમ પરીક્ષાર્થી થયો, અને પછી માર્કાર્થી બન્યો; પણ, નિશાળમાં અને કોલેજોમાં વિદ્યાર્થીઓ ભણે તો પાસ થઈ શકે જ નહિ. કારણ, એ રસ્તો તો ઘણો લાંબો છે, એટલે શિક્ષકો તેમને ઘેર ભણાવવા જવા માંડયા. પણ દરેક વિદ્યાર્થીને ઘેર જઈ શકાતું નથી એમ લાગ્યું એટલે શિક્ષકોએ વર્ગો કાઢવા માંડયા. તેને ‘કોચિંગ કલાસિસ’ કહેવામાં આવે છે. માબાપોનાં ગજવાં કોચનારા આ કલાસો માટે આવો અદ્‌ભુત શ્લેષાલંકારવાળો શબ્દ યોજનારની બુદ્ધિ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

પણ ‘કોચિંગ કલાસો’ એક નિશાળ, કે એક ગામનાં છોકરાંને પહોંચી વળે, પણ પરગામનાં છોકરાંઓનું શું? તે માટે શિક્ષકોની

પરગજુ બુદ્ધિએ 'નોટો' શોધી કાઢી. આવી 'પ્રશ્નોત્તરમાલિકાઓ' ગળામાં ધારણ કરનારાઓ કદી પણ પરીક્ષામાં નિષ્ફળ નીવડતા જ નથી, એમ આ ઉદાર ગૃહસ્થો સ્પષ્ટ રીતે જાહેર કરે છે. આ માળાનાં થોડાંક પુષ્પો ગળામાંથી કાઢી પરીક્ષકને ચડાવી દેવાં. બસ, બેડો પાર.

પરંતુ, શરૂઆતમાં કહ્યું તેમ આ યંત્રયુગ છે, એટલે કેળવણીના ક્ષેત્રમાં પણ તેની અસર થયા વિના કેમ રહે? કેટલાક સાહસિકોનું ધ્યાન આ તરફ ખેંચાયું, અને તેમણે 'માર્ક બનાવવાનું રાષ્ટ્રીય કારખાનું' કાઢ્યું.

આ કારખાનાની મુખ્ય ઑફિસ કચ્છના માંડવી બંદરમાં છે, એમ કહેવાય છે. ત્યાંથી કોચિંગ કલાસો ચલાવનારા ગૃહસ્થો અને 'ચલણી' નોટો તૈયાર કરીને હિંદભરમાં મોટા જથ્થામાં મોકલવામાં આવે છે. આ કારખાનાનું કોઈ 'પ્રૉસ્પૅકટસ' છપાયું દેખાતું નથી, તેથી તેના પ્રમુખ કે ડિરેકટરોનાં નામ જણાયાં નથી. પરંતુ ઊડતી વાતો અને ઊડતી નોટો તથા ચાલતા વર્ગો ઉપરથી કેટલાક એવા અનુમાન ઉપર આવ્યા છે કે, આ સાહસ આપણા સાહસિક વાઘરીઓનું છે. એમ હોય તો તેમાં કાંઈ જ નવાઈ નથી. આ જમાનો પછાત કોમોનો છે. શ્રી. જ્યોતીન્દ્ર દવેએ એક સભામાં કહ્યું હતું તે પ્રમાણે, અત્યારે આપણા સમાજે શીર્ષાસન કર્યું છે, એટલે બ્રાહ્મણો જે સમાજનું માથું કહેવાય છે તેની ઉપર અત્યાર સુધી સમાજનો ભાર ઉપાડનાર શૂદ્રો ઊભા છે. એટલે આ શૂદ્રજાતિના જ વર્ગના હાથે આ કારખાનું ઉઘાડવામાં આવ્યું હોય એ અસંભવિત નથી. નોટો ઉપર લેખક તરીકે પ્રો. વાઘનાથ, પ્રો. વાઘસેન વગેરે નામો છે, અને વર્ગો ચલાવનારાઓ પણ વાઘરેશ્વરય્યા, વ્યાઘ્રાચાર્ય એવાં નામો ધરાવે છે, તે પરથી પણ આ અનુમાનને ટેકો મળે છે. ત્યારે બીજું અનુમાન એવું છે કે આ સંસ્થાના મૂળમાં વાઘરી નહિ, પણ વાઘજી હશે. વાઘજી નામના કોઈ માણસના સંચાલન નીચે આ સર્વ પ્રવૃત્તિ ચાલે છે, એવો આ બીજો

અભિપ્રાય પણ સાવ નાખી દેવા જેવો નથી.

પણ મારો અભિપ્રાય તેથી જરા જુદો છે. એક વિદ્વાન વિષે એવું કહેવાતું કે તે હંમેશાં દરેક બાબત પર બીજાઓના જ અભિપ્રાય આપતા. શંકર આમ કહે છે, ને રામાનુજ તેમ કહે છે. બર્ગસન આમ કહે છે, ને કેન્ટ તેમ કહે છે, વગેરે. તેમને કોઈ પૂછતું: 'પણ તમે શું કહો છો?' ત્યારે તેઓ ચાલાકીથી તે વાત ઉડાડી દેતા. પણ મારામાં એવી ચાલાકી નથી, અને હોય તો પણ આ ચાલાક જમાનામાં ચાલી શકે તેમ નથી. માટે અંતે હું મારો અભિપ્રાય દર્શાવું છું કે આ કારખાનું 'વ્યાઘ્રદેવ'ના આશ્રય નીચે ચાલે છે. 'વાઘ' આ કારખાનદારોનો ઉપાસ્ય દેવ છે. તેનું મુખ્ય સ્થળ વાઘોના પ્રાન્ત બંગાળામાં છે; પરંતુ, ગમે તે જગાએ રહી તેના સભ્ય થઈ શકાય છે. તે માટે માત્ર 'વ્યાઘ્રદેવતા'ના ઉપાસકને લાયક ક્ષુધા જ હોવી જોઈએ.

આ તો માત્ર મારું અનુમાન છે. પણ, નવલકથાકારોની માફક હું યે પૂછું? કે, 'વાંચક, આપ શું ધારો છો?'



# ધંધાની પસંદગી

બેકારી એવી આવી ગઈ છે કે, મુંબઈમાં બે આનામાં લૉજવાળાઓ જમાડે છે; છતાં, તેમને જમનારાઓ મળતા નથી. બીજા ધંધાઓમાં પણ આવી જ મંદી આવી ગઈ છે. માત્ર જોષીઓને સારી ઘરાકી છે. સટોરિયાઓ અને બેકારો જ નહિ, પણ ફીફ વિનાના વકીલો અને દર્દી વિનાના દાક્તરો પણ પોતાના ભાગ્યની રેખાઓ તેમને બતાવે છે, જન્મકુંડળીઓ તપાસાવે છે, અને રમળના પાસાઓ નખાવે છે. તે પરથી મને એક વાત યાદ આવે છે:

એક માણસે ઉપાસના કરી હનુમાનને પ્રસન્ન કર્યા. હનુમાને પ્રસન્ન થઈ કહ્યું, 'માગ, માગ. માગે તે આપું.' ત્યારે પેલા ભક્તે નમ્રતાપૂર્વક કહ્યું: 'બાપજી! બૈરી આપી મારું વાંઢામેણું ટાળો.' હનુમાને અટ્ટહાસ્ય કરી કહ્યું, 'ગાંડા, મારા હાથમાં એ બાબત હોત, તો હું જ આટલાં વર્ષ કુંવારો રહેત?'

એ જ પ્રમાણે, જો આ જોષીમહારાજોના હાથમાં કમાવરાવાની વિદ્યા હોત તો પોતે જ આખી જિંદગી ભીખ માગતા રહેત?

ખરી વાત એ છે કે, કમાવા માટે નસીબ કરતાં ધંધાની જરૂર પહેલી છે. યોગ્ય ધંધો હાથ આવતાં નસીબ આપોઆપ ખુલી જાય છે. તેથી અહીં કેટલાક ધંધાઓ બતાવ્યા છે.

એક ધંધો તો ઉપર આવી જ ગયો તે–જોષનો. તેમાં વર મરે કે કન્યા મરે, પણ ગોરનું તરભાણું તો ભરાય છે જ.

આવો જ સારો બીજો ધંધો દાક્તરનો છે. અહીં એક બાબત કહી નાખું. હું મહેનતની કે બુદ્ધિની વાત કરી કોઈને નિરાશ કરવા માંગતો નથી. બુદ્ધિશાળી અને મહેનતુ માણસ તો ગમે તે રીતે પોતાનું

કામ કરી લેશે. હું તો જે લોકો શ્રમ લેવા માંગતા નથી, અને જેમની પાસે બુદ્ધિ અને મૂડી પણ થોડી જ છે, અથવા છે તો પણ વાપરવા માગતા નથી તેવાઓની જ વાત કરું છું. તેવા માણસો અમેરિકાથી બેચાર ડોલર આપી પોતાને મનપસંદ દાક્તરી ડિગ્રીઓ મંગાવી શકે છે. એકલા ન્યૂયોર્કમાં જ, કહે છે કે, સાતસોપચીશ ડિગ્રીઓના વેપારીઓ છે. તેઓ એકાદ ઓફિસમાં ટેબલ મૂકવા જેટલી જગા ભાડે રાખી સારા કાગળ ઉપર સારી રીતે છપાવી રાખેલા પ્રમાણપત્રોની મદદથી ધમધોકાર વેપાર ચલાવે છે.

પણ કદાચ હવે તમે સ્વદેશીમાં માનતા હો, અને તેથી પરદેશી ડિગ્રી આયાત કરવા ન માંગતા હો. તો તમે કલકત્તામાંથી પણ આવી ડિગ્રીઓ મેળવી શકો છો. એટલે પણ દૂર ન જવું હોય તો તમને આપણા પ્રાંતમાંથી પણ આવા વેપારીઓ મળી પણ આવશે. આપણો પ્રાંત સાહસમાં કોઈથી કાંઈ ઊતરે તેવો તો નથી જ.

પણ તમે દાક્તરી વિદ્યાને જ પરદેશી માનતા હો તો? તો પણ ફિકર નહિ. તમે વૈદ્ય થઈ શકો છો. તે માટે તો વળી તમારે કોઈ ડિગ્રી પણ ખરીદવાની જરૂર નથી. વૈદ્યનો પુત્ર, ભત્રીજો કે ભાણેજ વૈદ્ય થાય છે, એટલું જ નહિ, પણ વૈદ્યને ત્યાં પડીકાં બાંધનાર અને દવા ખાંડનાર પણ વૈદ્ય થઈ શકે છે. તમારે કોઈ વૈદ્ય સાથે આવો સંબંધ ન હોય; તો પણ નિરાશ થવાની જરૂર નથી. એકાદ વૈદકનું પુસ્તક વાંચી નાખો, જો કે આની પણ ખાસ જરૂર નથી.

દર્દીઓનાં મોં જોવાં, તેમનાં દર્દોનાં નામ આપવાં, અને તે માટે દવાઓ આપવી, એ પણ કોઈને કંટાળો આપનાર લાગે. તેવાઓ માટે જાહેરખબરથી કામ કરવાની સરળ રીત છે. ઝેરકોચલું અને બાજરીનો લોટ મેળવીને શક્તિવર્ધક દવાની જાહેરાત કરનાર એક વૈદ્યરાજ લાખો રૂપિયા કમાઈ શક્યા હતા, એમ કહેવાય છે. સાંઠીના મૂળમાંથી બંધમાસિક ઋતુ માટે દવા બનાવી શકો. અથવા ઊંટના

નાકમાંથી ચોમાસામાં નીકળતાં જીવડાંઓની ભૂકી કરી, હિસ્ટીરિયા માટે વાપરી શકો.

વૈદકની સાથે જ આરોગ્યનો ધંધો જોડાએલો છે. માંકડ અને મચ્છર મારવાની દેશી દવાઓ બનાવવા માટે કદાચ બુદ્ધિ જોઈતી હશે. પણ આ નુસખો કેવો છે? એક માણસે જાહેરાત કરી: 'માંકડ મારવાનું, કાંઈ પણ ખર્ચ વિના, વંશપરંપરા ચાલે તેવું યંત્ર: કિં. રૂ. એ.' આ યંત્રના પાર્સલમાંથી ત્રણ વસ્તુઓ નીકળી એક લાકડાની નાની વાટકી, બીજો નાનો દટ્ટો અને ત્રીજી દીવાસળી. સાથે છાપેલું ચોપાનિયું હતું. તેમાં વાપરવાની રીત લખી હતી: 'ગોદડાં અને દિવાલો તપાસો. તેમાં છુપાએલા માંકડને ડાબા હાથમાં પકડેલી દિવાસળી વતી સ્પર્શ કરી દોડાવો. જમણા હાથનો અંગૂઠો અને તેની પાસેની આંગળી વતી ચાલાકીથી માંકડને પકડો, અને લાકડાની વાટકીમાં મૂકી તેની ઉપર દટ્ટો દબાવી દો.'

વૈદકના જેવો જ બીજો ધંધો શિક્ષણનો છે. તે માટે પ્રથમ તો જેવી મળે તેવી સરકારી નોકરી મેળવવા પ્રયત્ન કરવો; તે ન મળી શકે તો ખાનગી શાળામાં નોકરી કરવી. પણ તે યે ન મળી શકે તો પછી પોતાની જ શાળા કાઢવી. તમને આસિસ્ટંટ તરીકે ન રાખનાર સરકારી કેળવણી ખાતું સહેલાઈથી તમને પ્રિન્સિપાલ તરીકે સ્વીકારશે, અને તમને નોકર તરીકે લેવા ખુશી ન હતા તે શાળાના માલિકો તમને પોતાના જ વર્ગમાં દાખલ થયેલા જોઈ ખુશીથી બરોબરિયા તરીકે કબૂલ કરશે. કોઈ કહેશે: અહીં એક મુસ્કેલી છે. ડિગ્રી જોઈએ ને? પણ એ ડિગ્રી મેળવવાનું કામ કેમ સરળ બને, તે અમે આ લેખમાં જ આગળ બતાવી ગયા છીએ તે જોઈ લેવું.

પણ ખાનગી શાળા કાઢવા જેટલો શ્રમ તમે કદાચ લેવા ન માગતા હો; તો પછી વર્ગ કાઢો. શાળા માટે આખું મકાન ભાડે રાખવું પડે; પણ, વર્ગ માટે એક ઓરડો જ બસ છે. પરંતુ એકકે

ઓરડી રાખ્યા વિના તમે વર્ગ તો શું પણ શાળા, અને તેથી આગળ વધી, કૉલેજ અને યુનિવર્સિટી પણ ચલાવી શકો છો. આવી રીતે પત્ર-વ્યવહાર દ્વારા શિક્ષણ આપી તમે ડિગ્રીઓ વેચવાનો વેપાર ચલાવી શકો. ઉપર દાક્તર વિષે લખતાં ડિગ્રીઓ વેચાતી લેવા બાબત કહ્યું હતું, ત્યાં તો તમે ગ્રાહક જ હતા. પણ અહીં તો તમે માલ બનાવનારનું સ્થાન લો છો.

આપણા દેશમાં જે નવા નવા ધંધા ઈ. સ. ૧૯૧૪ પછી વિકસ્યા છે, તેમાં નૃત્યને ખાસ ગણાવવું જોઈએ. ગાવા માટે માત્ર ગળાની જરૂર નથી, પણ સારા ગળાની જરૂર છે. પણ નૃત્યમાં એવું નથી. નૃત્ય માટે માત્ર દેહની જ જરૂર છે. એ દેહ કાળો હોય તો તેના ઉપર લાલ લીટા અને ગોરો હોય તો કાળા લીટા પાડી તેની શોભામાં વધારો કરી શકાય છે. હું અહીં નટરાજોની જ વાત કરું છું, કારણ, આ લેખ પુરુષોના ધંધાની ચર્ચા કરે છે. એ જ પ્રમાણે સ્ત્રીઓ માટેના ધંધાની ચર્ચા થઈ શકે; પણ, તે રસિક વિષય એક સ્વતંત્ર લેખ માટે જ રાખવો એ યોગ્ય છે.

ત્યારે, નટરાજનો ધંધો તમે સહેલાઈથી પસંદ કરી શકો છો. તમે નાનપણમાં ભમરડો તો ફેરવ્યો જ હશે. અને પતંગો પણ ઉડાડી હશે: પણ, અહીં તો એ ખૂબી છે કે, ભમરડો ફરે કે પતંગ ચડે એની પણ જરૂર નથી. તમને ભમરડો ફેરવતાં ન આવડતું હોય તો પણ તમે ભમરડો ફેરવવાનો દેખાવ તો કરી શકો, અને તમારી પતંગ 'ઊડી ઊડીને પડી જાય રે' એવું થતું હોય તો પણ તમે પતંગ ચડાવવાનો અભિનય તો કરી શકો; તો બસ, તમારા માટે તૈયાર જ છે: 'ભમરડા નૃત્ય અને પતંગ નૃત્ય'. તેમાં ભમરડાની કે પતંગની, જાળીની કે દોરની, એકેકની જરૂર પડતી નથી, એ એની વિશેષ ખૂબી છે. આમાં તમારે આ ઉપરાંત એક બે બાબત કરવાની રહે છે. એક તો બે ત્રણ નામો શીખી લેવાની, જેવાં કે, 'કથકલી,' 'મણિપુરી'.

બીજું, આંખો ઘુમાવવી, કેડ ઘુમાવવી, હાથ તરછોડવા, પગ પછાડવા, કૂદકા મારવા વિગેરે શારીરિક ક્રિયાઓના જેટલા બની શકે તેટલા પ્રયોગો કરી દરેકને જુદું જુદું નામ આપો, અને એ નામની છેડે ખસૂસ 'નૃત્ય' શબ્દ આવે એટલી કાળજી રાખો તો તમારો બેડો પાર.

આ નૃત્યકળા એ નવી કળા છે. જ્યારથી ભર્તૃહરિએ કહ્યું કે કલાવિહીન મનુષ્ય શિંગડાપૂંછડા વિનાના પશુ છે, ત્યારથી આપણા દેશમાં દરેક ભણેલા માણસના મનમાં એ ભય પેસી ગયો છે કે, કલા વિષે બેદરકાર રહીશું તો કદાચ પશુ ગણાઈ જઈશું. એટલે કળાનું નામ આવે ત્યાં લોભી માણસ પણ ઉદાર થઈ જાય છે, અને ઉપર લખ્યું તેમ નૃત્ય નવી કળા હોવાથી તેમાં તો તમે સમજાવો એટલું જ પ્રેક્ષકોએ સમજવાનું છે.

પેલા પૈસાદાર સાહિત્યવાંચ્છુની વાત તો તમે સાંભળી હશે. તેને એમ લાગ્યું કે સાહિત્ય વિના સમૃદ્ધિની શોભા શી? એટલે તેણે એક સાહિત્યશિક્ષક રાખ્યો. પણ આ તો રહ્યો વેપારી. એટલે અડવાડિયામાં જ હિસાબ માગ્યો : 'માસ્તર! હું શું શીખ્યો?' માસ્તર કહે : 'સાહેબ, સાહિત્યના બે ભાગ, ગદ્ય અને પદ્ય. તેમાંથી તમને ગદ્ય બોલતાં આવડી ગયું.'

શિષ્ય : 'શું કહો છો માસ્તર, મને ગદ આવડી ગીયું?'

ગુરુ : 'આ તમે બોલો છો તે જ ગદ્ય કહેવાય.

શિષ્ય : 'શી વાત તારે? હવે પદ જ બાકી રીયું? એમ?'

આવી જ સ્થિતિ તમારા સર્વ પ્રેક્ષકોની કરવામાં તમને, નટરાજ તરીકે, કાંઈ જ મુસ્કેલી નડશે નહિ.

ધારું છું કે, હાલમાં આટલી સૂચનાઓ બસ થશે. વળી, પ્રસંગ આવશે તો, નવા ધંધાઓ બતાવી શકીશ. પણ હાલ તો લડાઈને લીધે નવા ધંધા શરૂ કરવામાં મુસ્કેલી છે, એટલે આટલું પણ બહુ ગણાશે.

* * * *

# વાણી

રસ્તે ચાલતાં રસિકને કાંટો વાગ્યો. અમદાવાદ જેવા શહેરના જાહેર રસ્તા પર કાંટો ? તેનું મન ઉશ્કેરાઈ ગયું. મ્યુનિસિપાલિટીની કેટલી બેદરકારી ? તેણે સવારથી સાંજ સુધી એક જ કામ કર્યું. જે મળે તેની પાસે આ બાબત વિષે ફરિયાદ કરવાનું. અને રાત્રે એક ચર્ચાપત્ર લખી નાખ્યું,-તીખી અને તમતમતી ભાષામાં; અને નકલ કરી દરેક જાણીતા પત્રને મોકલી આપ્યું !

"પણ એ ઝરડાનું શું થયું ?" કોઈએ પૂછ્યું.

"ઝરડું ! :એ તો ફેંકી દીધું હશે એટલામાં ! કે પડ્યું રહ્યું હશે એટલામાં ક્યાંક !" એ ઝરડું રસિકને મન મહત્ત્વની વસ્તુ ન હતું. નહિ તો તે ઝરડાને ઊંચકીને કચરાપેટીમાં જ નાખી દેત. પણ એવી નજીવી બાબત પર ધ્યાન આપી મુદ્દો ખોવો જોઈએ નહિ, એ સત્ય જાણતો હોવાથી રસિકે મુદ્દો જ પકડ્યો, અને તે જાહેર સંસ્થાની જાહેર બેદરકારીનો એક જાહેર નમૂનો. આ વસ્તુસ્થિતિ જાહેર કરવી એ જ તેનું પરમ કર્તવ્ય.

ટિકિટમાસ્તરે રેલ્વે સ્ટેશને બારી મોડી ઉઘાડી તેથી પોતાના હૃદયને જે વ્યથા થઈ હતી તે એક કાવ્યમાં એક યુવકે બહાર પાડી હતી :

અરર ! માસ્તર ! ખોલી કેમ ના ?<br>
ખોલી દે મને ? બારી વહેલી તેં ?

ત્યાં ઘણી ભીડ હતી, અને તે ધક્કામુક્કીમાં પાછળ રહી ગયો તેથી 'વ્હાલી પાસ જે પહોંચાડનાર તે' ટ્રેન ચૂકી જવાથી લાગણીનો ધોધ આ રીતે વહ્યો હતો. પણ, વાણી માત્ર લાગણી પ્રગટ કરવાનું સાધન નથી; છુપાવવાનું પણ છે.

હું અત્યારે કરી રહ્યો છું તેવું કોઈની લેખની ઉઘરાણી પતાવવાનું કામ તમે કરી રહ્યા હો, અને કોઈ સજ્જન આવી ચડે. 'તમારી માસીના દિયરના સાળા અમુક નંબરની ગૂજરાતી શાળાના મહેતાજી છે. તેમના પર એવી ચિઠ્ઠી આપો કે, તેમને ત્યાંથી અંગ્રેજીમાં જતા બધા છોકરા અને છોકરીઓ અમારે ત્યાં જ આવે.' હવે આ સજ્જન જો તમારા કાકાના ઓરમાન બનેવી થતા હોય તો તમે તેમને ના પણ કેમ પાડી શકો? એટલે તમે એ ચિઠ્ઠી લખી આપો છો. એ બધા સમય દરમ્યાન તમારા મનમાં ચાલી રહેલી લાગણીની ઘટમાળ તમે પ્રગટ કરવાનું યોગ્ય ગણતા નથી. એમાં વિવેક નથી. એટલે તમે કહો છો :—

'અહો ! છનાભાઈ ! તમે ! ઘણે દહાડે ! હું તમારું જ સ્મરણ કરતો હતો !'

(સ્વગત : આ લપ આવી હવે ! એક કલાક વિના ઊઠવાની નહિ !)

'હું તો આ તરફ નીકળ્યો તે થયું તમને મળતો જાઉં.'

'હા, હા. ઘણું સારું કર્યું. કાંઈ કામકાજ ?'

'કાંઈ કામ નહિ, આ તો કાંઈ અડચણ ન હોય તો, તમારા માસીના દીઅરના સાળા'...વગેરે.

'ઓહો, એમને લખવામાં અડચણ શી ? એમને અને મારે તો ઘણો ગાઢ સંબંધ–બાદરાયણ સંબંધ.'

આ 'બાદરાયણ' શબ્દ તમે તમારા સ્વગતથી, પૂરો સંતોષ પામેલા ન હોવાથી, પોતાના મનને શાન્ત કરવા ઉચ્ચાર્યો હોય છે. એ વાણી છે, અને તેનો ઉપયોગ તમે વિચાર પ્રગટ કરવા અને છુપાવવા એમ બન્ને રીતે કર્યો છે. કારણ તેનો અર્થ તમે સમજો છો, પરંતુ છનાભાઈ સમજતા નથી. એ સમજતા નથી એમ જાણતા હોવાથી જ તમે તેનો ઉપયોગ કર્યો હોય છે. નહિ તો વળી તમે abracadabra

કે એવો જ કોઈ બીજો શબ્દ વાપરત. અને એ એવી ગંભીરતાથી, ઝડપથી અને બેદરકારીથી વાપરત કે એથી આવો સાધારણ શબ્દ પણ પોતાને આવડતો નથી એથી શ્રી છનાભાઈ શરમાઈ જાત, અને એવા ગાઢ સંબંધથી પોતાનું કામ થશે જ એવી તેમની ખાત્રી થાત.

વારુ ત્યારે, છનાભાઈને તો જાણે તમે સંતોષ આપ્યો. પણ કદાચ આ વાંચનારમાંથી કોઈને સંતોષ નહિ થાય અને તે ભાઈ કે બહેન 'બાદરાયણ' શબ્દનો અર્થ પૂછશે અહીં લેખક તરીકેના એક ખાસ હક્કનો લાભ મને મળે છે તે તમારા જાણવાનાં આવ્યું હશે. કોઈ પ્રશ્ન ન પૂછે તો પણ પ્રશ્ન પૂછાશે એમ કહી હું મારા લેખને આગળ ચલાવી શકું છું. એવો લાભ રૂબરૂ વાતચિતમાં મળી શકતો નથી.

'બાદરાયણ' સંબંધની વાત એવી છે કે, એક વખત સાંજને સમે કોઈ પ્રવાસી ગાડામાં બેસી એક ગામમાં એક મકાન પાસે આવી ઊભો. મકાનની પાસે બોરડીનું ઝાડ હતું. ગાડીમાં બેસનારમાંથી એક જે સૌથી ડાહ્યો હતો તેણે સૌને ત્યાં ઊતરી પડવા કહ્યું. અંદર જઈ ઘરધણીને ખબર આપ્યા કે મહેમાન આવ્યા છે, ઘણા અંગત સંબંધી. બધી જાતની મહેમાની આખી સવારે ઊપડવા તૈયાર થયા ત્યારે યજમાને પૂછ્યું: 'આપણો સંબંધ તો બતાવતા જાઓ' મહેમાને કહ્યું:

'અમારું બદરીચક્ર, તમારે બદરીગૃહે.
બાદરાયણ સંબંધી, તેથી તમે અમે બન્યા!'

એ તો સંસ્કૃતમાં બોલ્યો હતો: 'અસ્માકં બકરીચક્રં, યુષ્માકં બદરીગૃહે' વગેરે. એટલે એની કેટલી મહાન અસર થઈ હશે તે સમજી શકાશે. આ ભાષાંતરથી તેનો પૂરો ખ્યાલ આવે નહિ પણ થોડો આવે તો યે બસ છે.

ઉપર મેં કહ્યું કે, વાતચિતમાં લાભ મળતો નથી. પરંતુ વિચાર કરતાં લાગે છે કે વાતચિતમાં પણ, રેડિઓ થતાં, એક ખાસ અધિકાર

મળે છે. રેડિયો પર ગાનારનો ખોખરો, શુષ્ક, કર્ણકટુ અવાજ સાંભળી કોઈ કહે, 'હવે બસ, બહુ થયું. આપના કોકિલ કંઠને તસ્દી આપો નહિ.' છતાં તે કંઠના માલિકને આ સાંભળવું પડતું નથી. અને, ભલે અહીં રેડિયોની ચાવી બંધ થાય પણ ત્યાં માઈક્રોફોન બંધ થતું નથી. એટલે એ ગાનાર તો એમ જ માન્યા કરે છે કે, પૃથ્વીના છેડે છેડે તેના મૃદુલ, મધુર સ્વરના ધ્વનિનો આસ્વાદ લેનાર કેવાં કેવાં ય નરનારીઓ હશે! અને તે તેનાં કાંઈ કાંઈ વખાણ કરતાં હશે!

પણ રેડિયો ઉપર બોલવાનું કાંઈ બધાંને મળતું નથી. તે સર્વ માટે છાપાનાં દ્વાર ખુલ્લાં છે. અત્યારે યુરોપમાં જમીન અને દરિયા પર ભાષણયુદ્ધ ચાલી રહ્યું છે તેના કરતાં પણ વધારે ભાષણયુદ્ધ આકાશમાં ચાલે છે. એરોપ્લેનમાંના બોમ્બના કરતાં વધારે જોરશોરથી બર્લિનનો રેડિયો વાગ્બાણ છોડે છે. આપણો દેશ પણ આ પ્રગતિ-શીલતાની શરતમાં પાછળ રહ્યો નથી. મિ. મહમદઅલી ઝીણાએ વ્યાખ્યાનો, સ્ટેટમેંટો અને લેખો, ઠરાવો, પત્રો અને મુલાકાતો દ્વારા વાણીનો એવો તો અખંડ પ્રવાહ સારા યે ભારતવર્ષમાં ફેલાવી દીધો છે કે તેને લીધે જ હિંદના ભાગલા પાડવાનું કામ સહેલું બની ગયું છે. હિંદની ધરતી એટલી બધી આ પ્રવાહથી ભીંજાઈ જઈ પોચી થઈ ગઈ છે કે, હવે ફક્ત બે ભાગ જુદા પડે એટલી જ વાર છે

મિ. ઝીણાની આ માન્યતા ઘણાને નવાઈ ભરેલી લાગે છે; પણ, મને એમાં કાંઈ નવું લાગતું નથી. અને હું જાણું છું તે વાર્તા તમે જાણશો એટલે મને ખાત્રી છે કે તમને પણ નવાઈ લાગશે નહિ.

ઘણા જૂના જમાનાની વાત છે: એક દિવસ મિંયા શેરખાં રસ્તે ચાલ્યા જતા હતા. ત્યાં વેપારીઓ તરફથી જારનો કોઠાર ભરવામાં આવતો હતો. હજારો મણ જાર. 'અબે બનિયા લોક, યે સબ કયા હૈ?' મિંયાએ પૂછ્યું. દુકાળના વખતમાં કામ લાગે એટલા માટે સસ્તા ભાવે ખરીદીને જાર ભરવામાં આવે છે, એવું જાણી તેણે રસ્તામાં વેરાએલ

જારના દાણામાંથી એક દાણો લઈ, તેના દાંત વતી બે કકડા કરી, એક કકડો વેપારીને આપ્યો અને કહ્યું, 'લીઓ, આધી જાર મિંયાભાઈકી!' વેપારીઓ તો હસવા લાગ્યા; પણ, શેરખાંએ જ્યારે પૂરેપૂરી ગંભીરતાથી અનેક દલીલો કરી અર્ધી જાર પણ પોતાની હોય તો પોતાનો ગામના સારા કામમાં ભાગ રહે, પોતાનું નામ રહેવું જોઈએ વગેરે કહ્યું ત્યારે 'આધી જાર મિંયાભાઈકી' એમ ચોપડામાં છેવટ દાખલ કરવામાં આવ્યું. અને લખાણું તે વંચાણું. જ્યારે ભાગ પડયા ત્યારે બધી જારમાંથી અર્ધોઅર્ધ ભાગ શેરખાંએ ન્યાયની અદાલતમાં લડીને લીધો.

એ જ પ્રમાણે મિ. ઝીણા જો એક વખત અર્ધું હિંદ તેમનું, એટલું કોંગ્રેસ પાસે કબૂલ કરાવે તો પછી આગળ જતાં, વકીલ તરીકે, તેઓ જાણે છે કે, તેમનો વિજય છે. પણ અત્યારનું મહાજન ક્યાં માને છે? છતાં, મિ. ઝીણા પેલી પુરાણી કહેવતમાં માનતા લાગે છે કે–

બોલે તેનાં બોર વેચાય
ને મીઠાં ભેગાં ખાટાં પણ ખપી જાય.

એટલે તેમણે વાણીનો પ્રવાહ ચાલુ રાખ્યો છે. અને તે ઠીક કર્યું છે. કારણ, એ ઉપરથી તો મને પણ વાણીનું વહેણ ચલાવવાનું યાદ આવ્યું. અને મિ. ઝીણાની જેમ નેતાગીરી ચાલુ રહે છે એમ મારું કટાક્ષલેખકપણું પણ ચાલતું રહ્યું છે; નહિ તો આ વખત કાંઈ વિષય જડતો ન હતો. ધારું છું કે મિ. ઝીણાની પણ મારા જેવી જ સ્થિતિ હશે.

'જીભ બનાવી બોલવા, ભલું કર્યું ભગવાન!'



# જાહેરાતની કલા

'આ કોઈએ વાંચવું નહિ' એ મથાળા નીચે વર્તમાનપત્રનું એક આખું પાનું ભરીને છપાયેલી જાહેરાત જોઈ મને તે વાંચવાનું મન થયું. તેમાં લખનારની જે પરોપકારવૃત્તિ દેખાતી હતી તેથી મને તેના પ્રત્યે માન ઉત્પન્ન થયું. તે લખનાર કોઈ ધનિકનો પુત્ર હતો, અને નાનપણમાં દુરાચારી બની તેણે પોતાના પૈસા અને આરોગ્ય બન્ને ગુમાવ્યાં હતાં; પણ પછી કોઈ સાધુમહાત્માની કૃપાથી તેની તબિયત પહેલાં કરતાં પણ સારી થઈ-અને પછીથી તેણે પોતાનું જીવન પોતાની માફક જેમણે તંદુરસ્તી ગુમાવી હોય તે સર્વની સેવામાં ગાળવાનું નક્કી કર્યું.

આ પ્રમાણે તેણે કર્યું તે ઘણું વખાણવા લાયક ગણાય; કારણ, તેમાં જે પૈસા લેવાની તેણે વાત કરી હતી તે તો ૫૦–૧૦૦ રૂપિયા જેવી નજીવી રકમ જ હતી, અને તેના બદલામાં લાખ્ખો રૂપિયાનું આરોગ્ય તે આપતો હતો, જે, ખરું જોતાં, મફતમાં જ ગણાય. વળી તેણે તંદુરસ્તી તો પાછી મેળવી પણ પૈસા મેળવ્યાનું અંદર લખ્યું નથી; પણ, મહાપુરુષોના આશીર્વાદ કદી ખોટા પડતા નથી. એટલે એને મળેલા મહાત્માએ એને ફરીથી, લક્ષ્મી પણ પ્રાપ્ત થવાની જે શુભેચ્છા દર્શાવી હશે તે, આ રીતે ફળે તો તેમાં કોઈને ય અયોગ્ય ન લાગવું જોઈએ.

પરંતુ, મને જે નવાઈ લાગી એ તો તેનું મથાળું વાંચીને. 'કોઈ જ વાંચે નહિ' એવા ઉદ્દેશથી આ જાહેરાત છપાવવાની પાછળ કેવું માનસ કામ કરી રહ્યું હશે ? મને લાગે છે કે, શ્રીકૃષ્ણ પરમાત્માએ 'કર્મમાં અધિકાર તારો, ફલમાં કદી નહી" એવો જે બોધ આપ્યો છે, તેનું અહીં ઉજ્જવલ દૃષ્ટાંત છે. આ જુવાન 'રઈસ' જાણે છે કે, તેનો

અધિકાર માત્ર જાહેરાત જ કરવાનો છે; અને તેથી આ કોઈ વાંચે તેવી તેની ઇચ્છા નથી, એટલું જ નહિ પણ આ માટે તે ખાસ કાળજી-પૂર્વક મનાઈ કરે છે. પણ કલ્યાણના કરનારની કદી દુર્ગતિ થતી નથી. તે પ્રમાણે આવા પારકાઓનું કલ્યાણ કરવા નીકળનારાઓની મહેનત અને પૈસા નકામાં જતાં નથી, અને તેથી કોઈક તે વાંચે છે અને તેમાંથી વળી કોઈક તે દવાઓ મંગાવી આ નિષ્કામ કર્મયોગીને તેની સેવાનું યત્કિંચિત ફલ પણ આપે છે.

'કલાની ખાતર કલા' છે, કે 'નીતિની ખાતર કલા' હોવી જોઈએ, એવી ચર્ચા વિદ્વાનો ચલાવી રહ્યા છે તે જ પ્રમાણે જાહેરાતની ખાતર જાહેરાત? ઉપયોગની ખાતર જાહેરાત? એવા પ્રશ્નો ઊઠી શકે. ઉપર દૃષ્ટાંત આપ્યું તે 'જાહેરાતની કલાની ખાતર જાહેરાત'નું હતું. પણ, કેટલાક ઉપયોગમાં માનનારાઓ હોય છે, અને તેઓ 'આ વાંચવાથી લાખોનું ભલું થયું છે' એમ કહી આપણને વાંચવાની ભલામણ કરે છે.

આપણા સૌના ભલા માટે જાહેરાતો થાય છે; છતાં, કોણ જાણે કેમ, માણસોને તે વાંચવી ગમતી નથી, એવી માન્યતા ફેલાઈ છે. તેથી જાહેરાત કરનારાઓ જાત જાતની યુક્તિઓ કરે છે. કોઈ સુંદર ચિત્રો મૂકે છે, ત્યારે કોઈ કાવ્ય, વાર્તા કે સંવાદની અંદર જાહેરાતને ગોઠવે છે. દવાઓ આપણા ભલા માટે છે; છતાં, ગોળીઓને જો ખાંડનું પડ ચઢાવી આપવામાં આવે, અને પીવાની દવામાં શરબત નાખવામાં આવે તો તે વધારે દરદીપ્રિય બને છે, એમ દાક્તરો અને દવા વેચનારાઓ માને છે. પરંતુ મને તો કડવી દવા વધારે પસંદ છે. તે જ પ્રમાણે ચિત્ર, કાવ્ય વગેરેની જાળમાંથી 'જાહેરખબર' છૂટી પાડીને વાંચવાં કરતાં મને તો 'બાલ કાલા'–'વાળ કાળા કરવાની ઉત્તમ દવા'–આવી સીધી જાહેરખબર વધારે ગમે છે. પૈસા ઉપરાંત આપણો સમય પણ લેવાની આ ગૃહસ્થો યુક્તિ નથી કરતા, એ જ મારી પસંદગીનું

કારણ છે.

આવો અભિપ્રાય ઘણા ગૃહસ્થો દર્શાવે છે. પણ તેઓ ભૂલી જતા લાગે છે કે, કલાનો આત્મા છુપાવવામાં રહેલો છે એ સિદ્ધાન્તને અનુસરીને આ ગૃહસ્થો આવી રીતે જાહેરાત કરતા હોય એ સંભવિત છે. આનું નામ જ જાહેરાતની કલા. જે વસ્તુ તમારા બાહ્ય મનને આકર્ષે તેના કરતાં જે તમારા આંતર્ મનને આકર્ષે તેની અસર વધારે હોય છે. સીધેસીધી જાહેરાત માત્ર તમારા જાગૃત મનને અસર કરે છે. પણ ચિત્ર, કાવ્ય, વગેરે પોતામાં રહેલ કલાતત્ત્વ દ્વારા આપણી આંતર્ મનોવૃત્તિઓમાં પ્રવેશ કરે છે, અને તેથી આપણે આપોઆપ જ એ વસ્તુઓ ખરીદી લઈએ છીએ. ત્યાર પછી જ આપણને વિચાર આવે છે કે, આપણે શા માટે ખરીદી કરી? આનું નામ કલાનો વિજય.

આવી કલા કેટલાક માને છે તેમ બહુ અઘરી વસ્તુ નથી. ઉપર દર્શાવ્યું તે પ્રમાણે કલાનો આત્મા છુપાવવામાં રહેલો છે. એટલે કે, મોટામાં મોટી કલા તે ગોપનકલા. જે પુરુષનટ પોતાનું પુરુષત્વ પૂરેપૂરું છુપાવી શકે તે ઉત્તમ સ્ત્રીપાત્ર ભજવી શકે, એ જાણીતી વાત છે. અને જયશંકર (સુંદરી) તેનું માનીતું દૃષ્ટાંત છે. ત્યારે કલામાં સ્વાભાવિક ગુણો છુપાવી તેનાથી વિરુદ્ધ ગુણો દર્શાવવાના હોય છે એ પરમ સત્ય પકડી લેવાથી જાહેરાતની કલા હસ્તામલકવત્ બની જાય છે.

તમે કોઈ વાળ કાઢવાની દવા શોધી કાઢી. એ શોધી કાઢવામાં બહુ બુદ્ધિની જરૂર નથી. હરતાલ અને ચૂનો ભેગાં કર્યાં એટલે લોમનાશક દવા બની ગઈ-પણ કલા તો છુપાવવામાં રહેલી છે, એટલે તમે 'હરતાલ-ચૂનો' એવું નામ તો ન જ રાખી શકો. તમારે તેને 'શાહેનશાહી કે અમીરી કેશ-શત્રુ' કે એવું કાંઈ નામ આપવું જોઈએ. પછી તેના ગુણો તપાસવા. તેનાથી ચામડી બળે છે, કાળી પડે છે, તેમાંથી દુર્ગંધ નીકળે છે, અને તે દવા ઘણી સસ્તી તથા જાણીતી છે. બસ ત્યારે તમારે આ ચાર ગુણો છુપાવવાના રહ્યા. એટલું થાય એટલે

કલા આવી ગઈ. તમારે જાહેરાત કરવી : 'ચામડી બળતી નથી, કાળી પડતી નથી, અત્યંત સુવાસિત અને ઘણું કીમતી-માત્ર રાજા મહારાજાઓ માટે જ અતિ દુર્લભ ઔષધોમાંથી બનાવેલું.' આ પ્રમાણે જાહેરાત તૈયાર થઈ એટલે તમારું સર્વ કામ પૂરું થયું. છાપાવાળાઓ તે છાપવા તૈયાર છે, મહાપુરુષો તે માટે પ્રમાણપત્રો આપવા તત્પર છે, અને પ્રજા તે ખરીદવા ઉત્સુક છે.

પ્રમાણપત્રો એ જાહેરાતની કલાનું મહત્ત્વનું અંગ છે. અહીં પણ ગોપનકલા મોટો ભાગ ભજવે છે. 'બંગાળાના જમીનદાર એ. રી. લખે છે,' 'લાહોરથી રીસાલદાસ બહાદુરસિંગ જણાવે છે,' 'સુરતથી શ્રી. છ. મ. તા. ૪-૫-'૪૦ ના પત્રમાં લખે છે,' આ પ્રમાણે નામો કલાથી છુપાવીને જે જાહેરાત થાય છે તે વાંચકોના મન ઉપર ઘણી સારી છાપ પાડે છે. તેમને લાગે છે કે, આ વૈદરાજ કેટલા બધા સજ્જન અને બીજાની લાગણીઓને માન આપનાર છે કે કોઈનું નામ પણ પ્રગટ કરતા નથી. અને એક વખત જેમણે તાકાદ ગુમાવી હોય, જેમના વાળ સફેદ થઈ ગયા હોય, અને જેમના દાંત પડી ગયા હોય, એવા દર્દીઓનાં નામ જાહેર કરવાથી તેમને કેટલી હાનિ પહોંચે તેમ છે, તેનો વિચાર કરતાં આપણને પણ વૈદરાજોની દૂરંદેશી માટે માન ઉત્પન્ન થાય છે. અત્યારે જે ગૃહસ્થો પૂરી તાકાતવાળા, કાળી ભમ્મરવાળા અને દુધિયા દાંતવાળા દેખાય છે તે પહેલાં વિરૂપ અને નબળા હતા, એમ કોઈ જાણે તો આ ગૃહસ્થોની કેટલી બધી માનહાનિ થાય? તેમણે જો કે કાયમી ફાયદા ઉઠાવ્યા હોય છે, છતાં માણસોનો સ્વભાવ એવો છે કે, તે હંમેશાં પારકી નબળાઈઓ જોયા કરે છે, અને તેથી વર્તમાનમાં ન જડતાં ભૂતમાંથી પણ ખોડ શોધી કાઢે છે. એટલે એ ભૂતને દાટી જ દેવું, છુપાવી જ દેવું એમાં કલાની પરાકાષ્ઠા છે.

છતાં દરેક નિયમને અપવાદ હોય છે તે પ્રમાણે અહીં પણ બને છે. કોઈ વખત કોઈ જાણીતા પત્રકાર, વકીલ કે જાહેર કાર્યકર્તા

અમુક દવા જાતે અજમાવીને પોતે ફાયદો ઊઠાવ્યો છે, એવી જાહેરાત કરે છે આ ગૃહસ્થોને જાહેરાતની કલાના શહીદો ગણવા જોઈએ; કોઈ એમ કહે છે કે તે માટે તેમને યોગ્ય ફી મળે છે. તો પણ શું? ફી લઈને પણ આવો પરોપકાર કરવા બહાર પડવું એ કાંઈ જેવીતેવી નૈતિક હિમ્મત ગણાય ?

જાહેરાતની કલાનું ઘણું સુંદર સ્વરૂપ એટલે કે શું છુપાવવું અને શું પ્રગટ કરવું તે આજકાલ લગભગ સર્વ વર્તમાનપત્રોમાં આવતી 'બંધ માસિક ઋતુ'ની જાહેરાતમાં દેખાય છે. હમણાંથી ગૂજરાતની સ્ત્રીઓમાં આ રોગ ઘણો ફેલાઈ ગયો હોય એમ લાગે છે. સ્ત્રીઓના સંબંધમાં એમ કહેવાય છે કે, ઉપયોગી બાબત તેઓ તા. ક. માં લખે છે. એ જ પ્રમાણે આ સ્ત્રીઉપયોગી જાહેરાતમાં પણ ઉપયોગી બાબત છેલ્લે આવતી સૂચનામાં દેખાય છે. 'ગર્ભ રહ્યાની જરા પણ શંકા હોય તો આ દવા લેવી નહિ, કારણ તેથી તત્કાલ ગર્ભપાત થશે !'

એક કોળી કાશીની જાત્રા કરી આવ્યો, અને ત્યાં 'જળ' મૂક્યું કે હવેથી માછલાં મારવાં નહિ. જાતે ન મારવાં એટલું જ નહિ, પણ કોઈને હાથથી ચીંધવું પણ નહિ, અને મોંએથી બોલીને પણ બતાવવું નહિ કે જેથી માછલાંની હિંસા થાય. ભગતે આ નિયમ કેટલોક સમય પાળ્યો. પછી એક રાત્રે તેમણે ભજન રાખ્યાં હતાં. સાંજે ખેતરેથી આવતાં તેમણે, એક ખાડામાં ચોમાસાનું પાણી ભરાયેલું તેમાં, ઘણાં માછલાં જોયાં. તેમનો જીવ તે વાતમાં જ ભરાઈ રહ્યો. પણ પ્રતિજ્ઞા કરેલી એટલે શું થાય? એ જગાએથી પોતાના ઘર સુધી એક ઝરડાં વતી જમીન પર લીટો કર્યો. અને રાત્રે ભજનમાં જોરથી ગાવા માંડ્યું :

હાથે ના ચીંધું હું તો, મોઢે ના બોલું રે,

લીટે લીટે હાલો મારા ભઈલા રે,
ખાડામાં છે ખદબદિયાં.

એટલે ચતુર છોકરાઓ સમજી ગયા અને માછલાંના ખાડા પાસે પહોંચી ગયા. તે જ પ્રમાણે આ વૈદરાજો પણ કાયદાની બીકથી ખુલ્લી રીતે વાત કરતા નથી. પણ તેમનો ઇરાદો આ કોળી ભગતની માફક જ છેવટના શબ્દોમાંથી સંભળાય છે. આપણા દેશમાં એક વખત પુરુષોમાં નામરદાઈનો રોગ ઘણો ફેલાયો હતો અને સ્ત્રીઓમાં વંધ્યત્વનો; તેથી શક્તિની દવાની અને પારણાં બંધાવવાની જાહેરાતો ઘણી આવતી. પણ હવે તેથી ઊલટી પરિસ્થિતિ થઈ ગઈ લાગે છે. આને માટે પણ મને એમ લાગે છે કે, આપણે આ વૈદરાજોનો જ આભાર માનવાનો છે. શક્તિની દવાઓની પુષ્કળ વપરાશ થવાને લીધે દેશમાંથી નામરદાઈ નાશ પામી છે, અને તેથી હવે સંતતિનિયમનની જરૂર ઊભી થઈ છે. આ માટે પણ આપણા સમાજની મદદે આ વૈદરાજો જ ફરીથી આવ્યા છે એ જોઈ તેમના પ્રત્યે કોનું મસ્તક માનથી ન નમે ? અને આ ધંધામાં હિંદુ મુસલમાનનું પણ ઐક્ય દેખાય છે. હકીમો પણ રાજવૈદ્યો બની આ જાતની જાહેરાતો છપાવે છે. ખરેખર આ માટે સમસ્ત દેશે મગરૂર થવું જોઈએ.

આ જગત માયા છે, એ જેવી સારી રીતે જાહેરાત સમજાવી શકે છે તે રીતે મોટા વેદાંતીઓ પણ સમજાવી શકતા નથી.

તેનું એક સાદું દૃષ્ટાંત જાણીતું છે: એક વક્તાએ જાહેર કર્યું કે, પોતે 'આઈસલેંડમાં સર્પો' એ વિષય ઉપર વ્યાખ્યાન કરશે. તે માટે સારી ફી પણ રાખવામાં આવી હતી. યથા સમયે હાજર થઈ વ્યાખ્યાન-કર્તાએ કહ્યું : 'આઈસલેંડમાં સર્પો : સદ્‌ગૃહસ્થો ! આઈસલેંડમાં સર્પો થતા જ નથી !' અહીં જોઈ શકાય છે કે, આ વિદ્વાને ભાષણ ન કર્યું, જેમ જગત દેખાય છે છતાં નથી, તેમ. તેવો જ એક બીજો

સ્વદેશી દાખલો છે. હમણાં જેમ અતિ મોટાં નામવાળાં પણ ઘણાં છોટાં પ્રદર્શનો ભરાય છે તેવું જ એક પ્રદર્શન ભૂતકાળમાં ભરાયું હતું. અત્યારે જેમ પ્રદર્શનમાં આલમની આઠમીનવમી અજાયબીઓ બતાવવામાં આવે છે તે પ્રમાણે એ પ્રદર્શનમાં પણ આલમની આઠમી અજાયબીની જાહેરાત કરવામાં આવી હતી કે, 'ઘોડો ગાય છે.' અશ્વ-સંગીત સાંભળવાના શોખીનો જ્યારે એક આનાની ફી આપી તંબૂમાં દાખલ થતા ત્યારે તેમને ત્યાં હાજર રહેલ 'મેનેજર' બે પ્રાણીઓ બતાવતો અને કહેતો, 'જુઓ ! આ ઘોડો, અને આ ગાય, છે ને બરાબર ! ઘોડોગાય છે ને ?'

પણ આપણી નજર સમક્ષ બનતા ચમત્કારને મૂકીને હું કર્ણોપકર્ણ ચાલતી વાતો શા માટે કરું છું ? અત્યારે જ છાપું ઉઘાડી વાંચતાં જાહેરાત નજરે પડે છે. સવા રૂપિયામાં પચાસ ચીજો અને આ ચીજોમાં 'ડમી રિસ્ટ વૉચ,' 'ડમી ટેબલ ક્લૉક,' 'ઉનાળાના ગૉગલ્સ,' 'રૂપેરી ચમચીઓ નં. ૧૨,' વગેરે વસ્તુઓનાં નામ હોય છે. આ વસ્તુઓની આગળ 'ડમી' શબ્દ મૂકવાથી કાયદાની મુશ્કેલી આવી શકતી નથી. પણ ઇંગ્રેજી નહિ ભણેલા અથવા થોડું ભણેલા તો એ કોઈ ઘડિયાળની ઉત્તમ બનાવટ હશે, એમ માને છે. જ્યારે હાથમાં આવે છે ત્યારે કાગળના પૂંઠા પર ચીતરેલી ઘડિયાળો મળે છે.

આ પ્રમાણે,

> 'જાગીને જોઉં તો જગત દીસે નહિ,
> ઊંઘમાં અટપટા ભાસ ભાસે.'

એવો વેદાન્તનો મહાન બોધ માત્ર સવા રૂપિયામાં મળે તે ઘણો સસ્તો ગણાય. વેદાન્તનું કોઈ મહાન પુસ્તક વાંચતાં પણ આટલી સચોટ રીતે માયાવાદનું રહસ્ય સમજી શકાય નહિ. વળી શોપનહૉર કહી ગયો છે કે, પૈસા દ્વારા મેળવેલું જ્ઞાન હંમેશાં સસ્તું જ ગણાવું

જોઈએ. અને તેની વાત સાચી છે તે એ ઉપરથી જ સમજાશે કે, જ્ઞાન મેળવવા માટે તો ઘણીવાર જીવતરનો ભોગ આપવો પડે છે. ત્યારે, આ તો માત્ર સવા જ રૂપિયામાં આટલું બધું જ્ઞાન ખરેખર, હજુ પરોપકારી ગૃહસ્થો આપણે ત્યાં ઉત્પન્ન થયા કરે છે ખરા! ભલેને ગમે તેવો કળિયુગ આવી ગયો હોય છતાં!

આ તો દવા અને વસ્તુઓની જાહેરાતની વાત થઈ. પણ જાહેરાતની કલા માત્ર આટલા સાંકડા ક્ષેત્રમાં જ અટકી જતી નથી. સાહિત્યના ક્ષેત્રમાં, રાજકીય, સામાજિક એમ જીવનના સર્વ ક્ષેત્રોમાં તેનો પ્રભાવ દેખાય છે. પણ આ મહત્ત્વના વિષયો વિષે અહીં કાંઈ ન લખતાં તેમને ભવિષ્ય પર મુલતવી રાખવા એ જ યોગ્ય છે.



# ઉપદેશ

એક પરીક્ષામાં પ્રશ્ન પૂછવામાં આવ્યો હતો : 'ઉપદેશ આપવાની કળા' ઉપર નિબંધ લખો; અને, એ નિબંધ પાછો હાસ્યરસિક લખવાનો હતો.

હાસ્ય બોલાતું હતું તેને બદલે લખાવા માંડયું ત્યારથી, એકરીતે, તે સહેલું થયું છે; કારણ, આપણા સામયિકોમાં કોઈપણ લેખની પછી કૌંસમાં હાસ્ય એમ લખવાથી તે હાસ્યનો બની જાય છે. આવા ઘણા લેખો તમે વાંચ્યા હશે. અને તે સ્વાભાવિક રીતે જ કોઈને ભાગ્યે જ યાદ રહી શકે. છતાં તેમાંનો એક મને યાદ છે, તે લખું છું.

આપણા એક હાસ્યલેખક પોતાના અનુભવના હાસ્યપ્રસંગો લખે છે. વૈદ્યો જેમ અનુભૂત નુસખાઓ લખે છે તેવો જ આ પ્રયોગ નથી લાગતો ? વારુ, એ હાસ્યકાર એક વખત મુંબઈ ગયા, અને ત્યાં સવારમાં યજમાનના ટેબલ પર પડેલી "લાઈમ જ્યુસ"ની શીશી આખી જ માથામાં નાખી ચહાના ટેબલ પર જઈને બેઠા. પણ એવામાં શેઠાણીની દવાની શોધખોળ ચાલી. એ દવા પીધા વિના તેમનાથી ચહા કેમ પીવાય ? પણ એ શીશી તો કોઈએ ખાલી કરી નાખી હતી ! છેવટે, અતિથિએ હાસ્યથી બેવડા વળી જતાં જાહેર કર્યું કે, એ પરાક્રમ કે ભૂલ, જે ગણો તે, તેમણે કર્યું હતું.

આ હાસ્યનું નિશાન કયું ગણવું ? લેખકનું પોતાનું બાઘાપણું ? પણ મને લાગે છે કે, લેખક એમ ધારતા નથી. મુંબઈના લોકો કેવા માંદગીના અને દવાના વ્યસની હોય છે, અને દવા તે પણ કેવી "લાઈમ જ્યુસ"ના જેવી હોય છે, જેથી પોતાના જેવા ચતુર પણ ભૂલ ખાઈ જાય, આવું કાંઈક 'હસવા જેવું' લેખકના મનમાં લાગે છે.

પણ તે વાંચકના મન સુધી પહોંચતું નથી. છતાં, અહીં હાસ્યનો સંભવ નથી, એમ નથી. એમની પોતાની ચતુરાઈ વિષે અહીં તેમના મનમાં શંકા જ ઉત્પન્ન થતી નથી. તેથી અણધાર્યું હાસ્ય ઉત્પન્ન થઈ શકે.

અહીં લેખકે કહ્યું છે કે હસો, હસો, અને પછી છેવટે આપણે તેની જ સામે હસીએ છીએ. એવું જ એક બીજું દૃષ્ટાંત યાદ આવે છે, જેમાં હાસ્યનો બિલકુલ સંભવ લેખકે ધાર્યો જ ન હતો.

સ્વ. છોટાલાલ જીવનલાલ કેટલાંક વર્ષો પર વડોદરાથી 'મહાકાલ' નામનું માસિક ચલાવતા હતા ત્યારે તેમણે હાસ્યની આરોગ્ય માટે જરૂર દર્શાવતાં લખ્યું હતું :

"હસવું સવારે હેતથી, હસવું બપોરે હેતથી,
ઊંઘતાં સુધી હસવું જ, રાત્રે હસવું તજવું ના કદી."

અહીં ગંભીર રીતે આપેલ આ ઉપદેશ વાંચી મને લાગી ગયેલું કે, બસ હસવું જ. પણ ત્યાં મુશ્કેલી આવી કે હસવું એમ કહેતાં કાંઈ હસાતું નથી, તેનું શું કરવું ? પણ પછી આગળ વાંચ્યું કે, હસવું ન આવે તો છેવટ દિવાલ સામે જોઈને હસવું. અને ખરેખર ખાલી દિવાલ સામે જોતાં જ હવે મને હંમેશાં હસવું આવે છે, અને તે વખતે મારા મનમાં સ્વ. છોટાલાલની દિવાલ સામે જોવાની સલાહ હોય છે, એ કહેવું જોઈએ.

કોઈ લખાણને હાસ્યના વર્ગમાં સ્થાન મેળવવા માટે કેટલીક વખત લેખકની પોતાની ખાત્રી ઉપરાન્ત અન્યના ટેકાની પણ જરૂર પડે છે. કારણ હાસ્યમાં ગણાવા માગતા મોટા ભાગનાં લખાણો ગદ્યમાં હોય છે, અને પદ્યની સરખામણીમાં તેનો માર્ગ સરળ નથી.

પદ્યમાં કરેલાં લખાણોને એક મોટો લાભ છે, તેને તમે કવિતા કહી શકો, ભલે બીજા ન કહે; અને જો તમે ત્રેવડા નસીબદાર હો,

કે તમારે કેટલાક મિત્રો હોય, તે સાહિત્યકાર હોય અને પાછા તમારી પ્રશંસા કરવા તત્પર હોય, તો બધા જ વહેલા મોડા તેને કવિતા કહેશે. પણ ગદ્યલખાણોમાં કેટલીકવાર મુશ્કેલી ઊભી થાય છે. કોઈ લખાણ નવલકથા ન હોય, પ્રવાસવર્ણન, જીવનચરિત્ર, નિબંધ, વિવેચન—એવા કોઈ જ વિભાગ નીચે આવે તેવું ન હોય, તો શું કરવું ? વિદ્વાનો કહે છે કે, તો તેને હાસ્ય ગણી શકાય. અહીં પણ કવિતાની માફક જ શરૂઆત તમારે કરવી જોઈએ. હું હસું છું, હસાવું છું, ગંભીર નથી, મશ્કરી કરું છું એવું વારંવાર વચ્ચે વચ્ચે લખતાં જવું, અને પછી જો કોઈ મિત્રનો ટેકો મળે તો તમે થયા હાસ્યકાર.

આ પ્રમાણે હાસ્ય લખવું સહેલું છે, પણ મને લાગે છે કે, ઉપદેશ આપવો એમાં હાસ્યને ક્યાં સ્થાન છે ? ઉપદેશ તો હંમેશાં મુરબ્બીઓ જ આપે છે. ત્યારે શું મુરબ્બી હાસ્યાસ્પદ છે ? અલબત, જુવાન માનસને મુરબ્બીઓ હંમેશાં હાસ્યાસ્પદ જ લાગ્યા છે, પણ મુરબ્બીઓને તો બીનઅનુભવી જુવાનોની સદા દયા જ આવે છે. વાડામાંથી પાડું નાઠું તો વાઘે તેના પ્રાણ લીધા હતા, અને માખીનું બચ્ચું ઊનામણો ઊકળતો હતો તેની પાસે માની શિખામણ ન માનતાં ગયું તો તમ્મર ખાઈ અંદર પડ્યું ને મરણ પામ્યું, અને તેની પાછળ ફક્ત કવિતા જ રહી કે :—

> ઘરડા તો વાતો વડી કરે, વધારી વહેમ
> ઊડી ફરતાં આટલે, કહો મરીશ હું કેમ ?

એટલે ઉપદેશ વિષે હાસ્યરસિક નહિ પણ કરુણરસિક નિબંધ લખી શકાય.

જૂનો દાખલો પણ આ જ જાતનો છે. એક સુઘરીએ એક વખત વાંદરાને શિખામણ આપી કે, આમ હેરાન થાવ છો ત્યારે ઘર બાંધો ને ? ત્યારે વાંદરાએ ગુસ્સે થઈ દોઢડાપણ બતાવતી સુઘરીનો માળો તોડી નાખ્યો. તે પરથી કવિએ લખ્યું છે :—

દેવો નહિ ઉપદેશ, જે તે જણને કોઈએ;
ઘર ભાંગ્યું મૂર્ખેશ, સુઘરી કેરું વાનરે.

અસંગતતામાંથી હાસ્ય ઉત્પન્ન થાય છે, એટલું જાણ્યા પછી કોઈને લાગશે કે કામ સરળ થઈ ગયું, પણ ખરું જોતાં એમ નથી. અસંગતતા લાવવી એ કાંઈ સહેલું કામ નથી. તેના કરતાં તો સંગતતા જાળવવી એ સહેલું છે. આ સિદ્ધાન્ત હું એક દૃષ્ટાંતથી સમજાવીશ. રસ્તા ઉપર સીધા ચાલ્યા જવું એ સહેલું છે, પણ એક ખેતરમાંથી બીજામાં, બીજામાંથી ત્રીજામાં, અને ત્રીજામાંથી ચોથામાં એમ આડાઅવળા ચાલ્યા કરવું એ ઘણું અઘરું. છે. એમાં જગાએ જગાએ થોરની વાડો આવવાની અને તેમાં કિસ્મતથી કોઈ છીંડું જોઈ તમે પેસો તો પણ કપડાં ફાટવાનો સંભવ છે. ત્યારે સીધા રસ્તા ઉપર ચાલ્યા જવામાં આવી કાંઈજ મુસ્કેલી નથી. છતાં મને તેની ચાવી હાથ લાગી છે એટલે તે અહીં દર્શાવું છું. અને મને આશા છે કે, હાસ્યલેખકો તે માટે મારો આભાર માનશે.

કવિતાની લીટીઓ બોલવાની અંતકડીની રમત આપણામાં જાણીતી છે, તેવી જ અંત-વિચારની રમત અહીં રમવાની છે. જેમકે, મારા અત્યાર સુધીના આ લેખમાં છેલ્લો વિચાર આવ્યો છે, આભાર માનવાનો. તો હવે પછી મારે 'આભાર' વિષે લખવું :

( સ્થળ : ગામડું )

શહેરી— છોટાભાઈ પટેલનું ઘર ક્યાં આવ્યું ?

ગામડીઓ— એ નાકની પછીતે આ ડાબા હાથની શેરીમાં ચાલ્યા જાવ, કે સીધું આવે છોટાભાઈનું ઘર.

શહેરી— થેંક્યું.

ગામડીઓ ( સ્વગત )–માળાં, શેરનાં માંણાં ભારે ન રહ્યાં. ઘર બતાવ્યું તો સામુંનો કે' છે 'થૂંક્યું.'

આ ટુચકો કહ્યો એટલે જાણે હાસ્ય તો આવી ગયું. પછી ઈંગ્રેજી શબ્દો જ્યાં ત્યાં વાપરવાની ટેવ, જે ઉપરના ટુચકામાં દેખાય છે તેના પર લખવું. એમ ચાલ્યા જ કરશે. પણ જેમ કેટલાક જ્ઞાનના સંબંધમાં હોય છે ને કે તેનો ઉપયોગ પોતાના લાભ માટે ન કરાય, નહિ તો તે ફોક થઈ જાય, એવું આનું પણ છે. એટલે, મારાથી આ પદ્ધતિનો લાભ લેવાય નહિ. તેથી હું તો મારા મૂળ વિષય ઉપર જ આવીશ.

એટલે ઉપદેશ આપવામાં, આપનારને તો કાંઈ લાભ નથી. તે લોકો તો પરોપકાર–વૃત્તિથી કામ કરે છે. તો પછી તેમના વિષે હાસ્યજનક લખાણ કેવી રીતે લખી શકાય ?

છતાં એક પરીક્ષામાં આવું પુછાયું છે ત્યારે મને લાગે છે કે, એમાં કાંઈક લખી શકાય એવું હશે; એટલે, મેં પ્રયત્ન કર્યો છે. તેમાં મને એક લાભ છે, જે પરીક્ષામાં બેસનારાઓને ન હતો. હું યોગ્ય જવાબ નહિ લખી શકું તો પણ નાપાસ નહિ થાઉં. કારણ, મારે તો માત્ર લેખ જ લખવાનો છે; એ લેખ સંગત હોવો જોઈએ એવું બંધન નથી. આ હાસ્યનાં લખાણોમાં એ જ મજા છે. એમાં સંગતતા ( કે સંગતિ ? ) સાચવવાની જરૂર નથી. એટલું જ નહિ, પણ ઘણીવાર અસંગતતામાંથી જ હાસ્ય જન્મે છે.

એક હતો ચારણનો છોકરો. તેણે ભાટના છોકરાને કહ્યું :— 'ભાટ ભાડ ભાટુડી, ને કોટે બાંધી ચાટુડી !' એટલે ભાટના છોકરાએ જવાબ આપ્યો : 'ચારણ ચારણ ચારણિયા, ને કોટે બાંધ્યું ઘંટીનું પૈડું.' ત્યારે ચારણનો છોકરો કહે : 'એમાં કયાં પ્રાસ મળે છે ?' ભાટપુત્રે જવાબ આપ્યો : 'ભલેને પ્રાસ ન મળે, પણ ભારે તો મરીશ ને ?' કેટલીક વખત માણસને પાછળથી ડહાપણ આવે છે એ પ્રમાણે પણ જો ભાટપુત્રને સૂઝયું હોત તો તે જવાબ આપી શકત, 'પ્રાસ નથી મળતો, પણ ત્રાસ તો થાય છે ને !' પણ એ એને ન સૂઝયું, તેથી વાર્તામાં તે આવતું નથી.

એ તો ઠીક, એને ન સૂઝ્યું અને મને સૂઝ્યું, તો મારો લેખ આટલો આગળ ચાલ્યો. પણ હવે શું ?

હા, હું એમ કહેતો હતો કે, હાસ્યમાં અસંગતતા એ દોષ નહિ પણ ગુણ છે. એટલે ઉપદેશમાં હાસ્ય સંગત નથી, છતાં તે આવી શકે.

ઉપદેશ એટલે બહારથી ઉમેરવામાં આવેલું ડહાપણ. માણસ પાસે જ્યારે પોતાને જોઈએ તે કરતાં કોઈ ચીજ વધારે હોય છે ત્યારે તે બીજાને આપે છે. ઘરડાઓ પાસે જોઈએ તેના કરતાં ડહાપણ વધારે હોય છે, તેથી તે બીજાને આપે છે. પરંતુ એવી ઘણી ચીજો હોય છે, જે આપણી પાસે વધારે હોય છતાં આપણે બીજાને આપતા નથી. જેમકે, એક મોટરમાં આપણે એકલા જતા હોઈએ અને બીજા ચાર માણસ બેસી શકે તેટલી જગા હોય છતાં રસ્તે ચાલતા માણસને આપણે બેસી જવાનું આમંત્રણ આપતા નથી.

અમેરિકા જઈ આવેલા એક મિત્રે બીજાને વાત કરી હતી કે, અમેરિકામાં આ પ્રમાણે નથી થતું–ત્યાં રસ્તા પર જનારને જગા હોય તો મોટરવાળાઓ બેસાડી દે છે; તેને "હાઇકિન્ગ" કહે છે. આ "હાઇકિન્ગ"ને પરિણામે કેટલીક વખત મુસ્કેલીઓ ઊભી થાય છે. લુચ્ચા માણસો સારા માણસની મોટરમાં ચડી બેસી, ચોરી, ખૂન કરે છે. અને લુચ્ચા લોકો બીજાઓને પોતાની મોટરમાં બેસાડી ફસાવે પણ છે, છતાં "હાઇકિન્ગ"નો રિવાજ અમેરિકામાં ચાલે છે. પણ આપણા દેશમાં આવો રિવાજ ચાલી શકે નહિ એમ એ મિત્રે જ કહ્યું. અને જ્યારે પહેલાએ ચાલી શકે એવો મત દર્શાવ્યો અને ટેકામાં કહ્યું કે આપણા દેશમાં તો આવો રિવાજ ખાસ ચાલી શકે, કારણ, આપણે ત્યાં ધર્મશાળાઓ છે, સદાવ્રતો છે, પાંજરાપોળો છે, પરબો છે, પરબડીઓ છે–તેવું અમેરિકામાં નથી, ત્યારે તેણે જવાબમાં એક જ વાક્ય કહ્યું : 'તમારું કહેવું બધું જ નકામું છે; કારણ, તમારી પાસે મોટર નથી. મોટર હોત તો તમે આવું બોલત નહિ.' આ

વાક્ય, શો જવાબ આપવા માણસ તૈયાર હોય છે, તેની ઉપર સારો પ્રકાશ પાડે છે. માણસ પોતાની પાસેથી આપવા નહિ પણ બીજાની પાસેથી અપાવવા માગે છે. એક માણસ મોટરના "હાઈકિન્ગ"ની હિમાયત કરે છે એનો અર્થ એટલો જ કે બીજાઓ તેને બેસાડે. તે પોતે પણ બીજાને બેસાડે એમ તે બોલે છે; કારણ, એ કરવાની જવાબદારી તેના પર આવવા છતાં તેને તે પ્રમાણે કરવાનું નથી.

તે જ પ્રમાણે વૃદ્ધો શિખામણ આપે છે, એટલે કે ડહાપણ વહેંચે છે; કારણ, એ ડહાપણ એમણે વાપરવાનું નથી. જ્યારે પાપ આચરીને આનંદ લૂંટવાની શક્તિ નાશ પામે છે ત્યારે ઉપદેશ આપવામાં આવે છે, એટલે કે 'જે આનંદ અમે બુઢ્ઢાઓ ન ભોગવી શકીએ તે તમે જુવાનો શા માટે ભોગવો છો?' આમ સીધેસીધું કહેવા જતાં તો કોઈ માને નહિ. એટલે એમ કહેવું કે અમને અનુભવ થયો છે એટલે અમે કહીએ છીએ કે, 'ભાઈઓ, એમાં કાંઈ માલ નથી. અમે પણ અમારી જુવાનીમાં કાંઈ કાંઈ મજાઓ કરી છે, તોફાનો કર્યાં છે, તેની સરખામણીમાં તમે તે શું કરશો? પણ જોયું કે એમાં અંતે કાંઈ માલ નથી.' આ વાક્યો બોલતાં બોલતાં પણ એ બુઢ્ઢાઓના મોંમાં જે પાણી છૂટે છે તે પરથી લાગે છે કે તેઓ પોતાનાં સંસ્મરણોનાં સુખો ચગળે છે.

ઉપદેશ આપવામાં સામાના ભલાનો વિચાર તો હોય છે જ, પણ આ પરાર્થ ઉપરાન્ત જ્યારે તેમાં પરમાર્થ ભળે છે ત્યારે તો ઉપદેશ આપનારના અધિકારોની કાંઈ જ હદ રહેતી નથી. શ્રોતાઓના આત્માના કલ્યાણ માટે ઉપદેશ આપતાં ઉત્સાહમાં આવી જઈ, એક ભક્ત કવિ કહે છે:—

કહે નરભો ફટ ગધેડીના, શીદ વણસાડ્યું ધાનને?

તે જ પ્રમાણે ભોજો પણ હંમેશાં શ્રોતાઓને મૂરખા કહીને જ સંબોધે છે:—

મૂરખો રળીરળી કમાણો, માથે મેલશે મોટો પાણો.

*  *  *

મૂરખે નાર કભારજા આણી, એનુ ઘર થયું ધૂળધાણી.

\+  \+  \+

મૂરખો માની રહ્યો મારું, એમાં કાંઈએ નથી તારું.

તે જ પ્રમાણે બીજા કવિઓએ પણ :—

હૈયાના ફૂટયા ! હરિ સંગે હેત ન કીધું !

વગેરે સાત્વિક ગાળો, પરમાર્થભાવથી ઉપદેશ કરતાં દીધી છે.

પરમાર્થભાવે જ્યારે કોઈ ઉપદેશ આપવા તૈયાર થાય છે ત્યારે તેની આત્મશ્રદ્ધા ઘણી વધી જાય છે તે વખતે તે પોતાને સારી જહાંનો બાદશાહ માને છે. એક વખત મને એક વકીલની ચિઠ્ઠી મળી હતી :—

ભાઈશ્રી,

હું આપને ઓળખું છું, જો કે આપ મને ઓળખતા નથી. પણ આ ચિઠ્ઠીથી આપણી ઓળખાણ પરસ્પરની થશે, એવી આશા રાખું છું. બાદ લખવાનું જે આ ભલામણપત્ર લાવનાર મેટ્રિકનો અભ્યાસ કરે છે. તે અંગ્રેજીમાં ઘણો નબળો છે એટલે તેને અંગ્રેજીના ખાનગી ટયુશનના વર્ગમાં દાખલ થવાની જરૂર છે. પણ તે ગરીબ છે; માટે, તેને ટર્મની ફીના રૂ. ૨૫) આપશો. હાલ એ જ.

બેસતા વર્ષે ક્યાં દાન આપવું, મ્યુનિસિપાલીટી, યુનિવર્સિટી કે ધારાસભામાં કોને મત આપવો વગેરે બાબતોમાં ઉપદેશ આપનારાઓનો એક વર્ગ આપણે ત્યાં ઊભો થયો છે. કોઈ કહેશે, 'નાતને ભૂલશો નહિ.'; ત્યારે બીજો કહેશે, 'ધર્મ ત્યાં જે.'; ત્યારે ત્રીજો વળી કાંઈ તૃતીય જ લાયકાત આગળ ધરે છે. આ સર્વ વોટ માગનારાઓને

જોઈ એક અનુભવીએ વાક્ય ઉચ્ચાર્યું હતું, એ ધ્યાનમાં લઈ આ લેખ પૂરો કરીશ. કારણ, એ વોટની વાત યાદ આવતાં તો મારી કલમ પણ અટકી ગઈ છે. એ વાક્ય છે :—"પહેલાં બ્રાહ્મણો લોટ માગતા હતા, પછી વિદ્યાર્થીઓ નોટ માગતા થયા, અને હવે બધા વોટ માગે છે."



# તત્ત્વચર્ચા

દરેક પ્રજામાં પોતાનો ખાસ ગુણ હોય છે. એવો ખાસ ગુણ હિંદુ પ્રજામાં કયો છે, એમ કોઈ મને પૂછે તો મારી પાસે જવાબ તૈયાર છે. હિંદુઓનો પ્રજાકીય વિશિષ્ટ ગુણ છે, ગમે તે સ્થળે અને ગમે તે સમયે, તત્ત્વચર્ચા કરવાની લાયકાત.

યુદ્ધ સારુ અઢાર અક્ષૌહિણી સૈન્ય કુરુક્ષેત્રના મેદાનમાં ભેગું થયું છે ત્યારે અર્જુનને પ્રશ્ન થઈ આવે છે કે, સાળાઓને અને સસરાઓને, મામાઓને અને કાકાઓને મરાય કે ન મરાય ? ચર્ચા ઘણી લાંબી ચાલે છે, પણ છેવટે શ્રીકૃષ્ણ અર્જુનને સમજાવી શકે છે કે, એમાં કાંઈ પાપ થતું નથી. કારણ, ખરું જોતાં, કોઈ મારતું યે નથી, અને કોઈ મરતું યે નથી.

આ વાત થઈ હજારો વર્ષ પહેલાંની. પણ, હજુ યે આપણી પાસે આ જ સવાલ એવો ને એવો જ તાજો છે, એ આપણી તત્ત્વચર્ચાની કેટલી બધી લાયકાત બતાવે છે ? વર્તમાન કાળમાં શ્રી. કનૈયાલાલ મુનશીને પ્રશ્ન થઈ આવ્યો કે, જ્યારે જગત આખું ભયંકર વિગ્રહમાં ગુંથાયું છે, ત્યારે હિંદમાં આતતાયીઓનો સામનો હિંસાથી થઈ શકે કે નહિ ? અથવા તો એ સામનો કરવામાં હિંસા છે કે નથી ? અને હોય તો એ યોગ્ય છે કે અયોગ્ય ? અને એનો જવાબ એમણે પોતે જ આપી દીધો છે કે, સામનો કરવામાં પાપ નથી. અહીં કૃષ્ણાર્જુન સંવાદના જેવી જ શરૂઆત છે, અને અંત પણ એવો જ છે. માત્ર એ સંવાદ શ્રી મુનશીના આત્મા અને અંતરાત્મા વચ્ચે થાય છે, અને એ પણ એક રીતે કાંઈ ફેરફાર ગણાય તેવો ભેદ નથી. શ્રીકૃષ્ણે જ કહ્યું છે કે, ઈશ્વર સર્વ ભૂતોના હૃદયમાં વસે છે. એટલે આ અંદર રહેલા

ઈશ્વરે જ શ્રી. મુનશીને સત્ય સમજાવ્યું છે. તેમણે તથા મહામના માલવીયજીએ કહ્યું છે કે, આત્મરક્ષણનો અધિકાર પિનલકોડ આપે છે, મનુસ્મૃતિમાં પણ એમ જ કહ્યું છે, અને ગીતા તે પ્રબોધે છે. મને લાગે છે કે, જગતમાં હિંદ સિવાય એવો બીજો કોઈ દેશ નહિ હોય, અને હિંદુ સિવાય બીજી કોઈ પ્રજા નહિ હોય, જેના મનમાં હુમલો કરવા આવનાર હરામખોરોને સ્વરક્ષણ માટે લાકડીથી મારી શકાય કે નહિ એવી શંકા ઊઠે, અને તેના સમાધાન માટે શાસ્ત્રોના આધારની જરૂર પડે.

માટે જ હું કહું છું કે, આ તત્ત્વચર્ચાએ આપણો મહાન પ્રજાકીય ગુણ છે. આપણા સાક્ષરો જુઓ: કવિતા લખવાની શરૂઆત કરતાં જ તેમના મનમાં પ્રશ્ન ઊઠે છે કે, કવિતા માટે કેવા પદ્યની આવશ્યકતા છે? અથવા એની જરૂર છે કે નથી? હવે આ તાત્ત્વિક પ્રશ્નનો નિકાલ થાય નહિ ત્યાં સુધી કામ કેવી રીતે થઈ શકે? એટલે કવિ નર્મદાશંકરથી માંડીને શ્રી. મનહરરામ મહેતા સુધી સર્વ કવિઓ આ ગદ્યાપદ્ય અને અપદ્યાગદ્યની ચર્ચામાં પડી ગયા. એને લીધે આપણે ત્યાં અનેક પ્રયોગો થયા. મહાકાવ્ય લખવા માટે તો, ખાસ કરીને, Blank Verse જોઈએ. પણ આપણે તો એની શોધમાં જ એટલા બધા ગુંથાઈ ગયા, એમાં આપણને એટલો બધો રસ પડયો, કે આપણે ત્યાં એની ચર્ચાનું એક વિશાળ સાહિત્ય જ ઊભું થયું. એનું પરિણામ એવું આવ્યું છે કે, હવે તો કોઈને કવિ ગણાવું હોય તો તેણે એક નવો છંદ શોધવો જ જોઈએ. એ છંદમાં ભલે તે એકેકે કવિતા ન લખે; પણ, તેની ચર્ચા કરે તો બસ છે. પણ એટલું ન કરે, અને ગમે તેટલું લખે તો પણ તે કવિ ગણાય નહિ. પણ જો આટલું કરે તો તે કવિ તો ગણાય જ, પણ સાથે સાથે વિદ્વાન, સાક્ષર પણ ગણાય.

હું એક સાક્ષરને ઓળખું છું, જે વિલાયતી કાપડ જ વાપરે છે. કારણ, તેમને સ્વદેશી કાપડ વાપરવાની ઇચ્છા તો છે, પણ મિલનું

અમુક સ્વદેશી ગણાય કે નહિ? અને ખાદી કદી પોતાના ઉદ્દેશમાં ફત્તેહમંદ થશે કે નહિ? તે વિષે તેમના મનમાં સતત ચર્ચા ચાલ્યા જ કરે છે. આ તો થઈ સાક્ષરોની વાત. પણ હમણાં કેટલાંક વર્ષોથી તો આ તત્ત્વચર્ચાએ લગ્ન જેવા, સાક્ષરથી માંડીને નિરક્ષર સુધીની દરેક વ્યક્તિને લગતા, પ્રશ્ન ઉપર પણ આક્રમણ કર્યું છે. નાતમાં પરણવું કે નાત બહાર? આત્મલગ્ન કરવું કે દેહલગ્ન? દેહલગ્નને સ્નેહલગ્ન કહી શકાય? તો તો પછી દેહ = સ્નેહ. એ શું સાચું છે? આવી આવી ચર્ચાઓના વમળમાં પડીને અનેક યુવકયુવતીઓની જીવનનૌકાઓ સદા એકલી જ સંસારસાગરમાં ડોલાં ખાય છે. તેમની ચર્ચાઓ સાંભળીએ તો આપણને એમ જ લાગે કે, સાક્ષાત્ લગ્ન કરવા કરતાં પણ તેમને તેની વિવિધ બાજુની ચર્ચામાં વધારે રસ પડે છે. અને એ ચર્ચા ચાલુ રાખી શકાય એટલા ખાતર જ તે પરણતા નહિ હોય.

ઘીને આધારે પાત્ર છે કે પાત્રને આધારે ઘી છે? આવો મહા-પ્રશ્ન એક વખત એક નૈયાયિકને થયો હતો, અને તેનું નિરાકરણ તેણે પાત્રને ઊંધું વાળીને કર્યું હતું.

હિંસા અને અહિંસા, તથા આત્મલગ્ન અને દેહલગ્નના નૈયાયિકો પણ જો આ ઘૃતપાત્રન્યાયનો આશ્રય લે, તો હું માનું છું કે, તેમના વ્યક્તિગત પ્રશ્નોનો તો નિર્ણય તૂર્ત જ આવી જાય. આ બન્ને પ્રશ્નોનું મૂળ એક જ છે કે, શરીરના આધારે આત્મા છે કે આત્માના આધારે શરીર?

આટલું લખતાં લખતાંમાં તો મને લાગે છે કે, જાણે હું ઘણા ઊંડા પાણીમાં ઊતરી ગયો હોઉં. હું પણ આખરે તો રહ્યો એક હિંદુ જ ને? એટલે મને પણ તત્ત્વચર્ચાનો શોખ કેમ ન હોય? હું લખવા તો ગયો એક કટાક્ષલેખ, પણ થઈ ગઈ તો મારાથી યે તત્ત્વચર્ચા. એટલે હવે હું અહીંથી જ બંધ કરું છું. પણ લેખ અધૂરો ન ગણાય માટે ક્યાંઈક વાંચેલું [ The Witch of

Prague ? ] અંગ્રેજી વાક્ય મૂકી દઈશ–

The body without the soul is a corpse:
The soul without the body is a ghost.

(આત્મા વગરનો દેહ મૂડદું છે : દેહ વગરનો આત્મા પ્રેતાત્મા છે.)



# આપણું પાટનગર

**ગૂજરાતના** પાટનગરનું નામ અમદાવાદ શા ઉપરથી પડ્યું હશે, એ વિષે મતભેદ છે. પણ અમદ+અવાદ એટલે મદ અને વાદ જ્યાં બિલકુલ નથી એવું શહેર એવો તેનો અર્થ મને તો સાચો લાગે છે. અમદાવાદીઓ સાદાઈ માટે ઘણા જાણીતા છે. અમદાવાદમાં લાખોપતિઓ પણ જોડા પહેર્યા વગર ફરતા હશે, તેથી જ ઉઘાડા પગને માટે 'અમદાવાદી હોલબૂટ' એવો શબ્દ પ્રચારમાં આવ્યો હશે. વળી અમદાવાદી હોલબૂટ શબ્દની સાર્થકતા આટલી જ નથી. અમદાવાદમાં હમણાં તો આસ્ફાલ્ટના રસ્તા થયા છે; પણ, તે પહેલાં જે રસ્તાઓ હતા તેમાં પુષ્કળ ઝીણી ધૂળ હતી, અને તે ધૂળમાં ઘૂંટી ઉપરાંત પગ મજેથી ખૂંચી જતા એટલે પગ ઉપર ધૂળનો હોલબૂટ આવી રહેલો હોય એમ લાગતું. અમદાવાદ શહેર તથા તેના શહેરીઓમાં મદ ન હોવાના આ પ્રમાણનો તેના વિરોધીઓ પણ સ્વીકારતા હતા, અને એથી જ બહારગામથી આવનારા લોકો પણ ચોમાસામાં તો ખાસ અમદાવાદી હોલબૂટનો ઉપયોગ કરતા.

'અમદ' વિષેના આટલા સ્પષ્ટીકરણ પછી 'અવાદ' વિષે થોડું કહેવું જોઈએ. અમદાવાદના લોકો વાદ કરતા નથી, એ તો તમે ટ્રેન-માંથી ઊતરી બસમાં બેસો કે તુરત દેખાઈ આવશે. અહીં આખા શહેરમાં બસો ચલાવવામાં આવે છે. તેમાં સમાઈ શકે તેના કરતાં વધારે માણસો બેસે છે, અને બેસે તેના કરતાં વધારે ઊભા રહે છે. વળી આ બસો જગાએ જગાએ સ્ટેશનને બદલે જંકશન કરીને જાણે કદી ચાલવાની જ ન હોય તેમ ઊભી રહે છે. આની સામે કોઈ બહાર ગામથી આવેલ મુસાફરો વાંધો ઉઠાવે છે; પણ, તેના જવાબમાં બસના

નોકરોને કાંઈ જ બોલવું પડતું નથી. કારણ, અહીં વાદનો ભય જોઈને તુર્ત જ 'અવાદ'ના ભક્તો સમાધાન કરાવવાનો પ્રયાસ શરૂ કરી દે છે: 'અરે ભાઈ. એમાં શું ? પંખીનો મેળો છે ! લ્યોને, અમે ઊભા રહેશું. બે મિનિટ સાંકડેમોકળે કાઢી નાખો,' વગેરે વગેરે. અથવા, 'ચાલશે એ તો; અહીં થોડું રાત રહેવાનું છે ? હોય ! વાહન છે...મોડું વહેલું પણ થાય !' એક વખત બે બેઠેલા પેસેન્જરોને બસમાંથી ઉતારી મૂકીને તેના હાંકનારે પોતાના બે મિત્રો જે મોડા આવ્યા હતા તેમને બેસાડ્યા. આ વખતે અહીંના રીતરીવાજથી અજાણ્યો હોવાથી મેં વિરોધ કર્યો, અને બસના 'કંટ્રોલર' પાસે જઈ ફરિયાદ કરી. તેણે મને એ પેસેન્જરોને બોલાવી લાવવા કહ્યું. પણ એ બે ગૃહસ્થોનો પત્તો જ નહિ. વાદમાં ફસાવાના ભયથી તેઓ તો બીજી બસમાં ઉપડી ગયેલા. ત્યારથી હું પણ કદી પરમાર્થે, પરાર્થે કે સ્વાર્થ માટે પણ વાદમાં ઊતરવાનું ભૂલી ગયો છું.

અમદાવાદમાં જોવા લાયક સ્થળો તેની મસ્જિદો, મિનારા અને રોજા ગણાય છે. રેલ્વે ટ્રેનમાં આવનારને અમદાવાદના મિનારા ઘણે દૂરથી દેખાય છે. આ મિનારાઓની પાસે આવીએ ત્યારે તેમાંથી ધૂમાડાના ગોટેગોટા નીકળતા દેખાય છે, અને એથી પણ પાસે આવીએ તો તેની ઉપર નામ પણ લખેલાં વંચાય છે. પુસ્તકોમાં વાંચવામાં આવે છે કે, અમદાવાદમાં બે મિનારાઓ પાસે પાસે હોય છે; પણ, ટ્રેનમાંથી આવું કાંઈ દેખાતું નથી. ત્યાંથી તો સર્વ મિનારાઓ પાસે-પાસે જ દેખાય છે. અને શહેરમાં આવીએ ત્યારે તો તેમની વચ્ચે ઘણું જ અંતર લાગે છે. અમદાવાદનો એક મિનારો હાલે તો બીજો પણ હાલે છે, એમ કહેવાય છે. અનુભવથી એ વાત ઘણી સાચી લાગે છે. એક મિનારો જરા હાલે તો બીજો તો શું પણ બધા જ મિનારાઓ હાલવા માંડે છે. 'કેલિકો'નો મિનારો હાલે તો શહેરના સર્વ મિનારાઓ ધ્રૂજવા માંડે છે, એમ મને મારા એક આ વિષયના જાણકાર

શેરદલાને કહ્યું હતું.

આ મિલોના મિનારાઓ ઉપરાંત જૂના જમાનાના મસ્જિદોના મિનારાઓ પણ છે.

અમદાવાદની ભૂગોળમાં આ સર્વ વિષે વિગતવાર શીખવવામાં આવે છે, અને કલા ઉપર લખનાર કે બોલનાર પણ તેમનું વારંવાર સ્મરણ કરે છે. અમદાવાદની વેપારી પ્રજાના દૈનિકજીવન સાથે તેને કાંઈ જ સંબંધ નથી, એવી ફરિયાદ પણ આ કલાના વિવેચકો જ કરે છે; એટલે, મારા જેવા બિન અમદાવાદી અને બિન–કલાકારને તો આ વિષે કાંઈ માહિતી કયાંથી જ હોય ?

અમદાવાદની બજાર ખાસ જોવા લાયક છે. હિંદના જ નહિ, પણ જગતભરનાં મહાન સ્ત્રીપુરુષોનો અમદાવાદની બજારને શોભાવવામાં ફાળો છે. કોઈ રાજાએ અહીં 'વોશીંગ કંપનિ' કાઢી છે, તો કોઈ દેશભકતે 'કૅપમાર્ટ' ખોલી છે. અરે, જેનાં નામો સાંભળી તમે નાનપણથી જ રોમાંચ અનુભવતા આવ્યા છો, એવા દેશભકતોનાં નામ અહીં હેરકટિંગ સલૂન ઉપર તમને વાંચવા મળે છે.

અમદાવાદીઓનો મોટો ગુણ 'અહિંસા' છે. કદાચ કોઈ તોફાનીઓ આવીને તેમને મારી જાય તો તેઓ તો ખુશીથી માર સહન કરી લે તેવા છે. આ મારનારાઓ જુસ્સામાં આવી જઈને કદાચ તેમનામાંથી કોઈનું ખૂન કરી બેસે તો અમદાવાદીઓએ હિંસાને ઉત્તેજન આપ્યું કહેવાય ને ? એટલે કોઈ પણ અવાજ થાય કે તુર્ત જ બારણાં બંધ કરી ઘરમાં પેસી જવું એવો અમદાવાદમાં રિવાજ છે. વળી મકાનો ઉપરાન્ત શેરીઓને પણ અમદાવાદમાં બારણાં હોય છે, જેને પોળો કહેવામાં આવે છે. આ પોળો પહેલાં લાકડાની થતી હતી, પણ તેથી હિંસાવૃત્તિને ઉત્તેજન મળતું હતું. કારણ, આ પોળોને તોફાની લોકો સળગાવી મૂકે તો તેની ઉપરના ભાગમાં રહેતાં ચામાચીડિયાંની હિંસા

થઈ જતી. એટલે હવે તે લોઢાની બનાવવામાં આવે છે. બે બિલાડીઓ લડે તો પોળનાં એકેએક ઘરનાં બારી બારણાં બંધ થઈ જાય, અને બે ગાયો લડે તો એકેએક પોળોના દરવાજા અને બારીઓ વસાઈ જાય, એવા અણલખ્યા કાયદાની અહીં વર્ષોજૂની આણ પ્રવર્તે છે. કોઈ પણ જાણકારને પૂછવાથી આની ખાત્રી થશે.

અમદાવાદીઓમાં આ અહિંસાનો ગુણ પહેલેથી જ ચાલ્યો આવે છે. એમ કહેવાય છે કે, અહીં એક બાદશાહ એક વખત શિકાર કરવા માટે આવેલો હતો ત્યારે તેણે એક કૂતરાને સસલાથી ડરીને નાસી જતો જોયો. તે પરથી તેને અહીં શહેર વસાવવાનો વિચાર આવ્યો. 'જબ કૂત્તે પર સ્સા આયા, તબ બાદશાહને શહર બસાયા.' કેટલાક લોકો આ કહેવતનો એવો અર્થ કરે છે કે, બાદશાહને લાગ્યું કે જ્યાંનાં સસલાં આવાં બહાદુર છે ત્યાંના માણસો કેટલા બધા બહાદુર થશે? એમ માની તેણે અહીં શહેર વસાવ્યું. પણ મને લાગે છે કે, આ અર્થ બરાબર નથી. કહેવત તો બરાબર છે, પણ તેનો અર્થ સમજવામાં ભૂલ થાય છે. હું માનું છું કે, તેમાં એવો અર્થ રહેલો છે કે જ્યાં કૂતરો સસલાથી ડરી જાય ત્યાંના લોકો પણ ઘણા શાન્તિપ્રિય અને સાલસ હોવાનો સંભવ છે. આ કહેવતનો મેં રેલો અર્થ જ સાચો છે; કારણ, આ તો સૌના અનુભવની જ વાત છે કે, રાજ્યકર્તાઓ હંમેશાં શાન્તિપ્રિય પ્રજાજનો ઇચ્છે છે, તોફાની નહિ. અને અમદાવાદીઓએ ખરેખર આ સમાજની પોતાની યોગ્યતા બતાવી છે. અને તેથી જ મહાત્મા ગાંધીજીએ પણ અહિંસા શીખવા માટે આખા દેશમાંથી આ શહેરને જ પસંદ કર્યું હતું, અને તેથી ત્યાં જ આફ્રિકામાંથી આવીને એમણે નિવાસ કર્યો હતો. અહીં વસીને તેમણે અહિંસક સામના સુધી પ્રગતિ કરી, પણ અહિંસક અસામનો જે દરેક અમદાવાદી માટે સ્વાભાવિક છે ત્યાં સુધી તો તેઓ પણ હજુ પહોંચી શક્યા નથી.

અમદાવાદનો સૌથી મોટો ઉદ્યોગ મિલનો છે એથી બીજે નંબરે મંદિરનો ઉદ્યોગ આવે છે. મંદિરોના ઓટલા અને આગળપાછળનો ભાગ ભાડે આપવામાં આવે છે, અને થોડી જગામાં દેવને રાખવામાં આવે છે, જેની આગળ આવી લોકો ચોખા, પૈસા વગેરે મૂકે છે. નિશાળોનો ઉદ્યોગ ઘણો મોટો છે. અમદાવાદની નિશાળો તે માત્ર પરીક્ષા પૈસાર કરનારી પંતુજીઓની સંસ્થાઓ નથી. અહીં વિદ્યાર્થીઓને ભવિષ્યના શહેરીજીવન માટે તૈયાર કરવામાં આવે છે. હિંદનો સૌથી મોટો પ્રશ્ન સ્વરાજ્યનો છે, અને સ્વરાજ્યનો ઉપાય 'કાયદાની સામે થવાની ફરજ' અદા કરવાની શક્તિ શહેરીઓમાં જન્માવવામાં અને જમાવવામાં રહેલો છે, એમ કહેવાય છે. આનું શિક્ષણ અહીં ખાસ સ્વયંસ્ફૂર્તિની પદ્ધતિ દ્વારા મળે છે. વિદ્યાર્થીઓ અહીં શરૂઆતથી જ સત્તાની સામે થતાં શીખે છે. અસહકાર, સત્યાગ્રહ, દુરાગ્રહ, પ્રતિયોગી સહકાર, સહકારાત્મક અસહકાર, અસહકારાત્મક સહકાર, હિંસક અહિંસા, અહિંસક હિંસા, સત્યાગ્રહી ગાળો, અને આ સર્વ માટે જરૂર પડે તો ઉઘરાવવાનો ફાળો, એ સર્વ વિદ્યાઓ અહીં વિદ્યાર્થીઓ આપોઆપ શીખે છે.

અમદાવાદનું ખાસ આકર્ષણ તેની 'ગુજરી' છે દર શુક્રવારે 'ખાસ બજાર' પાસે સર્વ પ્રકારની વસ્તુઓ વેચવાનું વિશાળ બજાર ભરાય છે. 'ખાસ બજાર' તો કાયમી સંસ્થા છે, એટલે તેના આશ્રયે ભરાતી આ 'ગુજરી' ને ખાસ 'ખાસ બજાર' કહી શકાય.

'ગુજરી'માં શું મળે છે તેના કરતાં ત્યાં શું નથી મળતું એ પ્રશ્નનો ઉત્તર આપવાનું કામ સહેલું છે. નાનપણથી જ હું એક વાત સાંભળતો આવ્યો છું કે, અમદાવાદની 'ગુજરી'માંથી અમુક માણસ બૈરી લઈ આવ્યો. 'ગુજરી'માં લાજ કઢાવીને સ્ત્રીઓને બેસાડેલી હોય છે, અને દરેકના ઘૂંઘટ ઉપર તેની કિંમતની ચિઠ્ઠી ચોડેલી હોય છે. આ ચિઠ્ઠી વાંચીને એક વખત કોઈ બૈરીનો હાથ પકડયો કે, પછી તેને

ખરીદવી જ પડે. પછી તેનું નાક કપાયેલું હોય તો પણ વાંધો કાઢી શકાય નહિ. નાક કપાયેલી બૈરીઓને હું નાનપણમાં જોતો ત્યારે મને એમ જ લાગતું કે, આ સર્વ અમદાવાદની 'ગુજરી'માંથી આવી હશે.

અમદાવાદમાં આવીને મેં પ્રથમ 'ગુજરી' જોઈ. એ માટે હું ગુરુવારને દિવસે અમદાવાદ આવ્યો હતો. ફાટેલી ચોપડીઓ, ભાંગેલી ખુરશીઓ, તૂટેલી ખાટલીઓ અને ફૂટેલી બાટલીઓ એ સર્વ જોતો જતો હું ઘૂમટામાં છુપાયેલ નકટી રમણીઓને ખાસ શોધી રહ્યો હતો; પણ, જેમ માયાજાળમાં આથડતા સંસારસાગરના યાત્રાળુને બ્રહ્મના દર્શન થતાં નથી તેમ, મને પણ હું શોધતો હતો તે દશ્ય મળ્યું નહિ; પણ તેથી તે ક્યાંઈ હશે જ નહિ, એમ કેમ કહી શકાય? એમ તો ભ્રમની પાછળ જ બ્રહ્મ લટકી રહ્યો છે, પણ તેનાં દર્શન કોને થાય છે? સિનેમાની અંદર હમણાં નરસિંહ મહેતાને એ દર્શન થાય છે, તેથી પ્રેક્ષકોને પણ ચાર આનામાં એનો લાભ મળી શકે છે, એટલે મને ખાત્રી છે કે થોડા જ સમયમાં અમદાવાદની 'ગુજરી'માં નહિ તો તેની ફીલ્મમાં, મેં નાનપણમાં સાંભળેલ આ નકટી નારીઓનું દર્શન થશે. 'ફિલ્મમાં દેખાય તેથી શું?' એવી શંકા અસ્થાને છે. કારણ, ફિલ્મની દુનિયા જોવાની ઇચ્છા સાચી દુનિયાના કરતાં માણસજાતમાં વધારે છે. સાચી દુનિયા તો રોજ મફત જોવાની મળે છે, અને એ જ જોવા લાયક છે, એવી એની તરફેણમાં અનેક કરકસરપટુઓની દલીલો સાંભળ્યા છતાં પૈસા ખરચીને લોકો ફિલ્મી દુનિયા જોવા જાય જ છે ને!

સામાન્ય અક્કલથી ન સમજાય તે સર્વ બાબતોને રૂપક તરીકે ઘટાવવાની પ્રથા આપણામાં માન્ય છે. તે પ્રમાણે આનો પણ રૂપક કહી શકાય. 'ગુજરી'માં એટલે ગૂજરાતીસમાજમાં જોયા જાણ્યા વિના જ લગ્નો થાય છે, અને પછી પડયું પાનું નભાવી લીધા વિના છૂટકો નથી.

પણ, 'ગુજરી' શબ્દ શા ઉપરથી નીકળ્યો હશે તેનું સમાધાન આટલું સરળ નથી. કોઈ કહે છે કે, બાદશાહને મળવા જૂના વખતમાં જે ગુજરી ગઈ હતી, અને જેના વિષે

બાદશાહ કે'વે સુન ગુજરી, તુમ સુનો હમેરી બાત રે,
પહેલી મટકીકા મૂલ કરો, ગોરી ઈસકા કયા હોય મૂલરે ?
પહેલી મટકીકા મૂલ કરું, તેરા મકના હાથી ડૂલ રે.

વગેરે પંક્તિઓ ગવાય છે તેની યાદગીરીમાં આ બજાર ભરાય છે. અહીં ગુજરી સતી થયેલી, કે અહીં બાદશાહ સાથે તેને વાર્તાલાપ થયેલો, કે આ ગુજરીનું અસલ વતન હતું, એ પ્રશ્નોની વિગત ઘણી રસિક થઈ પડે, પણ તેમાં હું નહિ ઊતરું. એ કામ પુરાતત્ત્વવેત્તાઓનું છે. એટલે 'સંસ્કૃતિઓના સંગમઘાટો' જેવા વિષયોના અભ્યાસીઓને જ આ પ્રશ્ન સોંપીને હું આગળ ચાલીશ.

'ગુજરી' એ શબ્દ 'ગુજરવું' એ ક્રિયાપદ ઉપરથી આવેલો છે, એમ હું માનું છું. જે જે વસ્તુઓ ગુજરી જાય છે તેમને અહીં પહોંચાડવામાં આવે છે, એટલે એનું નામ 'ગુજરી' પડ્યું છે. ઘરમાં, દુકાનમાં, ઑફિસમાં અનેક વસ્તુઓ હંમેશાં નકામી થયા કરે છે. આ સર્વનો ઉપયોગ પૂરો થઈ ગયો એટલે તે સર્વ તેના માલિકોને મન ગુજરી ગયેલી જ ગણાય છે. એટલે તે લોકો નજીવી કીમતે તે કાઢી નાંખે છે. આ કાઢી નાંખવામાં આવેલી વસ્તુઓ ઉપર તે વિષયના તજ્જ્ઞો ખાસ ઉપચારો કરે છે, અને તેથી તે ફરીથી જીવતા જેવી દેખાય છે. આ જગ્યાનો એવો પ્રભાવ છે કે, ત્યાં આવેલી સર્વ ગુજરી ગયેલી વસ્તુઓ ત્યાં હોય ત્યાં સુધી જીવતી જ લાગે છે. પણ એ સ્થળેથી ખરીદી તેને મુકામ પર લઈ જવામાં આવે કે તુર્ત જ તે મરી જાય છે. એટલે તેને ફરીથી ગુજરી ભેગી જ કરવી રહી. અહીં પાછી જીવતી થઈ તે કોઈ બીજા ગ્રાહકને મોહ પમાડે છે. આ પ્રમાણેની લીલા અનેક ઘડિયાળો, ગ્રામોફોનો, સાયકલો, સ્ટવો વગેરે

વસ્તુઓ કરે છે, અને તેને પરિણામે કેટલીક વખત તકરારો પણ જન્મે છે. 'લીધી ત્યારે તો ચાલતી હતી, અને હવે આ ઘડિયાળ કેમ ચાલતી નથી?' એમ કોઈ ગ્રાહક આવીને પૂછે છે. 'હું પણ એમ જ કહું છું,' વેપારી જવાબ આપે છે. આ પ્રમાણે ચાલ્યા કરે છે, પણ કોઈને 'સ્થળમાહાત્મ્ય'નું કારણ માલૂમ ન હોવાથી આ ઝઘડાનો અંત આવતો નથી.

અમદાવાદનું બીજું નામ રાજનગર છે. એની સાર્થકતા જૂના શહેરની આસપાસ થયેલી નવી સોસાયટીઓ જોવાથી સમજાય છે. બાર અને પંદર 'બંગલાઓ'ના બનેલા અનેક નગરો અહીં નજરે પડે છે. અમદાવાદ તે જાણે મહારાજા, અને તેની આસપાસ ઊભેલાં આ નગરો તે જાણે નાના રાજાઓ, એ જોઈ તેને નગરોના રાજાનું નામ આપનારની કલ્પનાશક્તિને ધન્યવાદ આપ્યા વિના રહી શકાતું નથી.

દસ, પંદર, કે પચીસપચાસ મકાનોના જથ્થાને માટે કેટલાકને નગર નામ અયોગ્ય લાગે છે; પણ, આ સ્થળોને શેરી, ખડકી કે પોળ કહેવાને બદલે નગર કહેવામાં આવે છે, તેથી કોઈને કાંઈ જ નુકશાન થતું નથી. ગૂજરાતમાં તો મહાકવિ ન્હાનાલાલે જ નથી કહ્યું કે, બધું નાનું જ છે?—

ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,<br>
નાત જાતે ન્હાનકડા ઘોળ,<br>
ક્ષત્રીજાયાન ન્હાનલ રાજ,<br>
ધર્મના ન્હાનકડા જ સમાજ.

પંદર ઘરની નાત હોય, અને એમાં જ પરણી શકાય, એ જ એમની સમાજ થઈ. પચાસ માણસની 'વસ્તી' અને પાંચસોની વાર્ષિક આવકવાળો પણ 'રાજા' કહેવાય, તો પછી પંદર ઘરના જથ્થાને નગર કેમ ન કહેવાય? અને અહીં તો ઘર નહિ પણ 'બંગલા' છે. ગામ

બહાર ચણાવેલ એક ઓરડા અને રસોડાવાળા મકાનને પણ 'બંગલો' જ કહેવામાં આવે છે. એટલે આવા 'બંગલા'ઓના જૂથને તો નગર જ કહેવું જોઈએ. પોળ, ખડકી, શેરી, આવાં જૂનવાણી નામો તેમને હરગીઝ ન શોભે.

અમદાવાદના ઉત્સવો અને અગ્રેસરો. પત્રો અને પત્રકારો, વાંચકો અને વાંચનાલયો, વાહનો અને તેના વાહકો વગેરે મહત્ત્વના અને અતિ રસિક વિષયોને, સ્થળસંકોચના જાહેર, અને કાલસંકોચના અંગત કારણે, ભવિષ્યના ઉપર મુલતવી રાખવા પડે છે, તેથી વાંચકોના કરતાં આ લેખને જ વધારે શોક થાય છે.



# શૌર્યના પ્રયોગો

રાજપૂતકાળમાં પુરુષો કેસરિયાં કરતા અને સ્ત્રીઓ જૌહર કરતી. ત્યારપછીના મરાઠા સમયમાં અહમદ દુરાની સામે લડવા માટે પેશ્વાના કુટુંબની સ્ત્રીઓ પણ પૂનાથી નીકળી છેક પાણીપત સુધી ધસી આવી હતી. પણ હવે આપણામાં આવી વીરતા નથી, તેનું કારણ અત્યારની કેળવણી છે, એમ કોઈ કહે છે. બીજા તેનો દોષ ખોરાકને, ખાસ કરીને ચાને માથે મૂકે છે. ત્રીજા નિઃશસ્ત્રીકરણને આગળ ધરે છે. પણ હું આમાંથી કાંઈ જ સાચું છે, એમ માનતો નથી. વર્તમાનપત્રોના વાંચને અને ઉઘાડી આંખે જોવાની તથા ઉઘાડા કાને સાંભળવાની ટેવે મને ખાત્રી કરાવી આપી છે કે, આપણા દેશમાં હજુએ વીરતા છે. ચોરી, ધાડ, લૂંટફાટ, ગુંડાગીરી, આગ, ખૂનામરકી આવા પ્રસંગો કોઈ કોઈ વાર આપણા શાન્તિનિમગ્ન દેશમાં પણ બની આવે છે, અને તે વખતે નિઃશસ્ત્રવીરોના અદ્ભુત શૌર્યના પ્રસંગો વારંવાર બની આવે છે. પણ તે ભાગ્યે જ કોઈના જાણવામાં આવે છે. તેથી મેં અથાગ પ્રયત્ને એ અદ્ભુત સાહસ અને વિરલ વીરતાના કેટલાક પ્રસંગો એકત્ર કર્યા છે. સિંહ જેવા આ શૂરવીર નરો મુગ્ધા જેવા શરમાળ છે, અને તેથી તેમનાં નામો હું પ્રકટ કરી શકતો નથી. એટલે તખલ્લુસોથી જ તેમને અહીં ઓળખાવવા રહ્યા. પણ જેમ, તારાની જ્યોતમાં ચંદ્ર છૂપો રહી શકતો નથી અને વાદળાં સૂર્યને ઢાંકી શકતા નથી તેમ, આ વીરોની વિભૂતિઓને તખલ્લુસોનો પડદો ઢાંકી શકશે નહિ, એમ હું માનું છું. પણ, હમણાં ગૂજરાતી પત્રકારોને પ્રિય થઈ પડેલા શબ્દમાં કહું તો, મને તેથી 'રંજ' નથી.

પહેલો જ દાખલો છે મારી પોળને 'અમથીપોળ' એવું નામ આપનાર અમથાલાલ મફતલાલનો. એક વખત તોફાન થયું ત્યારે

તેમની દુકાન ગુંડાઓએ બાળી નાખી હતી. તે વાત સાંભળ્યા પછી જીવ્યા ત્યાં સુધી તે ત્યાં ગયા ન હતા, અને મૂવા પછી ભૂત થઈને પણ ત્યાં ભમ્યા નથી. આ શું જેવી તેવી વીરતા છે? વીરતાનું વિભૂષણ ક્ષમા છે. આ ક્ષમાશસ્ત્ર અમથાલાલના કરમાં હોવાથી તે અદ્‌ભુત વીરતાથી જનતાની વચ્ચે વિહરી શકે છે. 'હશે! બળ્યું! હાથનો મેલ ગયો, જીવતો નર ભદ્રા પામશે' વગેરે ટૂંકા સૂત્રો વારંવાર તે તેમની સાથે વાતો કરનારને સંભળાવે છે. કોઈ કહેશે આ તો નિષેધાત્મક વીરતાનો નમૂનો થયો. તો આ રહ્યો ક્રિયાત્મક વીરતાનો. 'ગુંડાપ્પા સીદાપ્પા' નામના મારા એક પરિચિત સજ્જન એક શહેરમાં તોફાન ચાલતું હતું ત્યારે હાથમાં કાંઈ પણ હથિયાર લીધા વિના ફરવા નીકળી પડયા. અથવા હથિયાર નહોતું એમ કેમ કહી શકાય?. તેમણે ધીરજની ઢાલ ધારણ કરી હતી, તત્પરતાની તલવાર તેમના કરમાં શોભી રહી હતી, ભલમનસાઈરૂપી ભમરીઓ ભાલો તેમના ભાલની પાસે ચળકી રહ્યો હતો, બહાદુરીનાં બાણ તેમના ભાથામાં ભર્યાં હતાં, અને કૌવતની કમાન ખેંચવા તે તત્પર જ હતા; આવા અસ્ત્રશસ્ત્રથી સજ્જ થઈ ગુંડાપ્પા પોતાની પરાક્રમપરકમ્મા માટે જાહેર રસ્તા પર બેધડક નીકળી પડયા. કોઈ પૂછશે, 'શા માટે નીકળી પડયા હતા આવા દંગાના સમયમાં આ વીરધીર નર?' તો તેનું કારણ તેમણે પોતે જ પોતાના એક લાંબા નિવેદનમાં જણાવ્યું છે. તે નીકળી પડયા હતા, પોતાની શાન્ત વીરતાનું પ્રદર્શન કરાવવા. સ્વ. રવીન્દ્રનાથ ટાગોર જેવા કવિ ચિત્રો દોરે, અને એનાં પ્રદર્શનો ભરે; તો પછી, ગુંડાપ્પા જેવો ગૃહસ્થ તક મળતાં વીરતાનું પ્રદર્શન કેમ ન ભરે?' એ પ્રદર્શન હાલતુંચાલતું હતું. અને તે કેવું મહાન હતું એ તો તમે તેનો કાર્યક્રમ વાંચશો કે તુર્ત જ તમને ખાત્રી થશે.

ગુંડાપ્પાએ પ્રથમ તો ગુંડાઓનું નિવાસસ્થાન શોધી કાઢ્યું.

ગુંડાઓએ તેમના તરફ સ્વાભાવિક રીતે જ શંકાની નજરે જોયું, પણ તેમણે તરત જ નિખાલસ ભાવે ખુલાસો કર્યો: 'આપણે ભાઈઓ જ છીએ. જુઓને મારું નામ? તમારા અને મારા નામમાં જે સ્પષ્ટ સામ્ય છે તે શું તમને નથી દેખાતું? માનસશાસ્ત્રીઓ કહે છે કે, ધ્યાન બે પ્રકારનું છે: મુખ્ય અને ગૌણ. તમારા ગૌણ ધ્યાનમાં મારું નામ છે તેને મુખ્ય ધ્યાનમાં લાવો, અને જુઓ કે શું દેખાય છે?' ગુંડાપ્પાની આ દલીલ સચોટ નીવડી, અને તેમને આ લત્તાઓમાં ફરવાની છૂટ મળી.

એટલે પ્રથમ જ તેમણે એક હોટેલમાં જઈ 'સ્પેશિયલ ડબલ ચા'નો હુકમ ફરમાવ્યો. હુકમ સ્વીકારનાર છોકરાથી માંડીને હોટેલના માલિક સુધીના સર્વ હોટેલવાસીઓ આ સાંભળીને દંગ જ થઈ ગયા. આ હોટેલમાં સામાન્ય રીતે 'અડધી ચા' માંગનારાઓ જ આવતા હતા. કોઈ વાર વળી 'આખી'નો હુકમ આપનાર અઠવાડિયેપખવાડિયે, કોઈ ગ્રાહક નીકળી આવતો હતો. પણ આ તો 'ડબલ ચા!' અને તે પણ વળી 'સ્પેશિયલ'! હુકમ સાંભળીને હોટેલવાસીઓ અને ત્યાં બેઠેલા ગ્રાહકો સર્વનાં મન ગુંડાપ્પા પ્રત્યેના માનમાં ગળી ગયાં. વાયુવેગે વાત પ્રસરી ગઈ કે, પરદુઃખભંજન વિક્રમ કે હાતિમતાઈ નવો અવતાર લઈને આવ્યો છે. વાંઝિયાને પુત્રો આપે છે, રોગીઓના રોગ દૂર કરે છે, કુંવારાઓને રાજપુત્રીઓ પરણાવી આપે છે. સ્પર્શમણિ, પવનપાવડી, કામદુગ્ધા, કલ્પવૃક્ષ, જાદુઈ દંડ એવી કાંઈ કાંઈ સામગ્રીઓ તેની પાસે હોવાની વાત જોતજોતામાં જ્વાળાની માફક ફેલાઈ ગઈ. એકે આવી પોતાની ફરિયાદ કહી: 'મારે બીજું કાંઈ જોઈતું નથી, પણ સિનેમાની અંદર આવે છે તેવી કોઈ તારિકા, સિનેમામાં પોતાના પ્રેમીની સાથે જે સ્વર્ગીય સુખ ભોગવે છે તેવું સ્વર્ગ અને તેવી તારિકા મને અપાવો. તો હું સર્વ તોફાન છોડી દઉં.' ત્યારે બીજાએ કહ્યું: 'છાપાંવાળાઓ મારી નિંદા કરે છે, તેને બદલે તેમને

એવી ફરજ પાડો કે, સર્વ છાપાંવાળાઓ એવો અડવાડિક કાર્યક્રમ નક્કી કરે, જેમાં મારા વિષે નીચે પ્રમાણે ઉલ્લેખો આવે. સોમવારે મારી છબી આપી મારી મૂછોના અંકોડાની પ્રશંસા કરવામાં આવે; મંગળવારે મારા મિજાજનાં વખાણ થાય; બુધવારે બુદ્ધિ, ગુરુવારે જ્ઞાન, શુક્રવારે ક્ષમતા, શનિવારે શાન તથા રવિવારે મારા રુઆબનાં ભારોભાર વખાણ થાય. છાપાંઓ તમારા હાથમાં છે તો આટલું તો અવશ્ય કરો.'

આ જ પ્રમાણે બીજા સર્વ ગૃહસ્થોએ પણ પોતપોતાની નમ્ર માગણીઓ અત્યંત વિનયપૂર્વક રજૂ કરી. પણ તે સર્વ વિષે વિગતવાર લખતાં અહીં ઘણો વિસ્તાર થાય માટે ટૂંકામાં જ દર્શાવીશ. કોઈએ સર્વ બેન્કો પોતાના ચેક સ્વીકારે એવી જાતની ચેકબૂકની માગણી કરી, બીજાએ જગતનું રાજ્ય માગ્યું, ત્યારે ત્રીજાએ માત્ર આ દેશનું રાજ્ય માગી સંતોષનું સુંદર દૃષ્ટાંત પૂરું પાડ્યું. એક માણસે તો પોતે સદૈવ સ્ટેટમેન્ટો બહાર પાડયા કરે એ માટે સહસ્ર જીહ્‌વાની માગણી કરી. આ સર્વના જવાબમાં ગુંડાબાપાએ અખંડ મૌન જ ધારણ કરવાનું યોગ્ય ધાર્યું. છેવટે તેણે કહ્યું : 'છાપાંઓમાં મારું સ્ટેટમેન્ટ વાંચજો,' અને એ પ્રમાણે તેમણે જે સ્ટેટમેન્ટ કર્યું તેમાં જનતાજનાર્દનને શાન્તિના પરમ હેતુની પૂર્તિ અર્થે આ માગણીઓ સંતોષવાની પ્રાર્થના કરી, એ તેમને ન્યાય આપવા માટે કહેવું જોઈએ.

'તને કોઈ ગાળ આપે તો તેની સામે ગાલ ધરજે,' એવું એક પાટિયું પોતાના ગળામાં ભેરવી ફરનાર ભુજંગીલાલની યશગાથા આના કરતાં પણ વધારે રોમાંચકારી છે. તોફાની લત્તાઓમાં જ ફરવાનું તેમણે પણ પસંદ કર્યું હતું. અને એ પ્રમાણે જ્યારે તે નીકળ્યા ત્યારે છોકરાઓએ તેમને સ્વયંસ્ફૂર્તિથી ગાળો દેવા માંડી. તેના જવાબમાં કાંઈ પણ બોલ્યા વિના ભુજંગીલાલ પોતાના ગાલ

પર હાથ ફેરવવા લાગ્યા. હવે જે લત્તાઓમાં તે ફરતા હતા ત્યાંના નિવાસીઓને મોટા ભાગને વાંચતાં આવડતું ન હતું. અને જે થોડાને વાંચતાં આવડતું હતું તેમને પણ તેમની પોતાની લિપિ જ વાંચતાં આવડતી હતી, ભુજંગીલાલની નહિ. છતાં ભુજંગીલાલનો ઉદ્દેશ સિદ્ધ થયો. એ જ બતાવે છે કે, શુભ સંકલ્પનો દાતા કોઈ ન હોય તો છેવટ ભગવાન તો છે જ. તેમના ગાલ ઉપર તેમના સુકોમલ હાથ ફરતા જોઈ પ્રેક્ષકો આમંત્રણ સમજી જતા હતા, અને તેનો સ્વીકાર પણ કરતા હતા. આ પ્રમાણે, છૂટી જીભે અપાતી ગાળોનો એક, અને છૂટે હાથે અપાતી લપાટોને લીધે લાલલાલ થઈ ગયેલ ઊપસેલ ગાલોનાં બે, એમ ત્રણ પોટલાં લઈ સાંજ પડયે ભુજંગીલાલ ઘેર આવ્યા ત્યાર પહેલાં જ તેમની વીરતાની કથા તેમની પોતાની શેરીમાં પહોંચી ગઈ હતી. અને તેથી સન્નારીઓએ તેમના ગરબા ગાયા, બાળકોએ 'જે' બોલાવી, અને યુવાનો તથા વૃદ્ધોએ તેમના દૃષ્ટાંતને અનુકરણીય કહી પ્રશંસાનાં પુષ્પોથી વધાવી લીધું.

શાન્તિલાલ સેવકરામ 'વ્યાખ્યાનવાચસ્પતિ'નું નામ તો વાંચકોમાંથી કેટલાકે સાંભળ્યું હશે. વર્ષો પહેલાંની કથા છે. પણ,

> સો મધ્યે એક શૂરો, ને હજારે એક પંડિત;
> વક્તા દસહજારે ને, દાતા મળે ન વા મળે.

એ ઉક્તિ પ્રમાણે વકતા દુર્લભ હોવાથી, અને શાન્તિલાલ મહાન વક્તા થઈ ગયા હોવાથી તેમનું નામ જાણીતું હશે, એમ માનું છું.

ભારતવર્ષના જે શહેરમાં આ શાન્તિ મહાશયનો નિવાસ હતો ત્યાં એક સમયે મહાન ઉત્પાત મચી રહ્યો તોફાની ટોળાઓએ કાયદો અને સુવ્યવસ્થા જાળવવાનો ધર્મ ભૂલી જઈને હાહાકાર મચાવ્યો. તે વખતે સૌ પોતપોતાના મકાનોમાં પેસી ગયા. પણ આ વખતે શાન્તિલાલે પોતાનો સ્વધર્મ મૂક્યો નહિ. તે પ્રથમ તો પોતાના લત્તામાં ફર્યા; પણ,

ત્યાં કોઈ માણસ તેમના જોવામાં આવ્યું નહિ. આવો મહાન પ્રસંગ બની જાય, અને તે વિષે તેમનું એક પણ ભાષણ ન થાય, એ તેમનાથી કેમ સહન થઈ શકે ? શાન્તિલાલે અપૂર્વ હિમ્મત ધારણ કરી, તોફાની લત્તાઓમાં પ્રવેશ કર્યો. દરેક ક્ષણે મોતનો ભય હતો. તેની અગમચેતી તેમણે નહોતી રાખી એમ નહિ, તેમણે સર્વ શ્વેત વસ્ત્રો ધારણ કર્યાં હતાં, હાથમાં શ્વેત વાવટો પકડ્યો હતો, શ્વેત દાઢી બાંધી હતી; અને મુખે 'શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ' એવો બુલંદ જાપ જપી રહ્યા હતા. જોતજોતામાં તેમની પાસે ટોળું જામવા માંડ્યું. "બહેનો, બનેવીઓ અને બાળકો!"–તેમણે શરૂ કર્યું, તેમના આ અપૂર્વ સંબોધનથી જ ટોળામાં એક સન્નાટો છવાઈ ગયો. તે આગળ વધ્યાઃ "મારું સંબોધન નવું લાગે તેવું છે; છતાં, સંપૂર્ણ સાચું છે. કવિ દલપતરામ પોતાની ઓળખાણ આપતાં કહી ગયા છે:

સૌનો સાળો, સૌનો સસરો, છે દ્વિજ દલપતરામ

"દલપતરામ સર્વ સ્ત્રીઓને પોતાની બહેન અને દીકરી ગણતા હતા, તે માટે તેમણે આ પ્રમાણે કહ્યું છે. તે જ પ્રમાણે હું પણ અહીંથી સર્વ સન્નારીઓને મારી બહેનો ગણું છું, અને તેથી જ મેં આવું સંબોધન કર્યું છે. 'બહેનો અને ભાઈઓ' એ સંબોધન તદ્દન ગલત છે, એ હવે આપ સમજી ગયા હશો. ખુલાસા રૂપે એટલું ઉમેરવું જોઈએ કે, અપરિણીત ભાઈઓનો સમાવેશ બાળકોમાં થાય છે.

"વારુ, હું એક પ્રાયશ્ચિત કરવા આવ્યો છું.

"તમને કોઈએ ગુંડા કહ્યા છે. તે બધા જૂઠ્ઠા છે. હું ગુંડો, (હસાહસ) મારી સ્ત્રી ગુંડી, (હસાહસની પરંપરા) મારું બાળક ગુંડુ, (અનંત હાસ્યધ્વનિ) પણ તમે કોઈ નહિ, નહિ ને નહિ જ. તમારામાંથી જે ભૂખે મરતા હશે, તેમણે અનાજ લૂંટ્યું, જે તરસ્યા હશે તેમણે હોટેલો લૂંટી, જેમને વસ્ત્રની જરૂર હશે તેમણે કાપડની દુકાનો લૂંટી; જેમને નોકરી નહિ મળતી હોય તેમણે દુકાનો અને ઑફિસો બાળી,

કે જ્યાંથી તેમને જાકારો મળ્યો હશે. તો કોણ કહે છે કે તમે ખોટું કર્યું છે? ભલે બધા કહેતા, ભલે આખું જગત કહેતું, પણ જ્યાં સુધી હું નથી કહેતો ત્યાં સુધી તમારે કાંઈજ ખોટું લગાડવાનું કારણ નથી."

શાન્તિલાલના આ ભાષણનો અંત આવત જ નહિ, પણ એટલામાં પોલિસ આવી પહોંચી, અને સૌ શ્રોતાઓ નાસવા લાગ્યા એટલે શાન્તિલાલે પણ ઘર ભણી પ્રયાણ કર્યું. પણ પછી એ જીવ્યા ત્યાં સુધી તેમણે પોતાની આ અપૂર્વ વીરતાની વાર્તા દરેક વ્યાખ્યાનમાં, શરૂઆતમાં અને અન્તે, કહેવાની પ્રતિજ્ઞા લીધી હતી, એમ તેમનાં વ્યાખ્યાનો સાંભળનારાઓ કહે છે.

કોઈ વાર તેમને પ્રશ્ન પુછવામાં આવતો: 'તમે પોલિસ આવી ત્યારે કેમ નાસી આવ્યા? પોલિસને કેમ તમારા ભાષણનો લાભ ન આપ્યો? એ જ બતાવે છે કે, તમે ડરી ગયા હતા.' તેના જવાબમાં શાન્તિલાલે આપેલો બુદ્ધિયુક્ત જવાબ ઘણો ઉપયોગી થઈ પડે છે. તે કહેતા, 'મેં તોફાનના કરવૈયાઓની વચ્ચે પેસી જઈ વ્યાખ્યાન આપ્યું, એ મારી વીરતા બતાવે છે, એ તો તમને કબૂલ હશે જ. પણ આ વીરતા કરતાં વધારે વીરતા પોલિસને દેખીને પલાયન કરવામાં મેં બતાવી છે. મારા ગુરુ ફોલ્સ્ટાફે કહ્યું છે.'

'Discretion is the better part of valour.' (પરાક્રમ કરતાં પલાયન બહેતર છે.) એટલે મેં પ્રથમ વ્યાખ્યાન રૂપી પરાક્રમ કર્યું, અને પછી તેના કરતાં પણ ચઢી જાય તેવી વીરતા આચરવા માટે પલાયન કર્યું.

આવાં તો બીજાં અનેક દૃષ્ટાંતો આપી શકાય તેમ છે. તો પછી ગૂર્જરી કોણ કહે કંગાલ? અથવા શાન્તિલાલની સભાઓમાં ગવાતું આખું ગીત જ અહીં આપું એ વધારે યોગ્ય નહિ ગણાય? એ કાંઈ લાંબુ નથી :

ગૂર્જરી કોણ કહે કંગાલ ?
નિહાળો ગાળની સામે ગાલ
ધરીને સતત બનાવ્યા લાલ
નયન ઊડી રહ્યો સુરંગ ગુલાલ.

જુલ્મની સામે મસ્તક ધરીને, ઝીલ્યા ટપલા ઘાવ,
ટાલ પડી શિર, નવા મારને કાજ બને જે ઢાલ.

કર્મનો નવો રાષ્ટ્રઅવતાર
ધન્ય ગૂર્જર સૌ નર ને નાર.



# પ્રમુખસ્થાનેથી

'સજ્જનો અને સન્નારીઓ! આજે મને ઘણો હર્ષ થાય છે કે, આપણે આંગણે ગૂજરાતના જાણીતા સાક્ષર શ્રી. નવીનચંદ્ર પધાર્યા છે.' (તાળીઓ) આપની તાળીઓ જ બતાવે છે કે, તમારી પાસે તેમની ઓળખાણ કરાવવાની મારે જરૂર હોય જ નહિ, તેમને કોણ નથી ઓળખતું? છતાં વિશેષ તેમને તમે આજે ઓળખશો!' 'સરસ્વતીચંદ્ર'ના મહાન અભ્યાસી કહેવાતા એક સાક્ષરે એક સભાને મારી આવી રીતે ઓળખાણ કરાવી હતી. પ્રમુખ મહાશયે મને સરસ્વતીચંદ્રનો નવો અવતાર ન કહ્યો એટલી જ મને તો નવાઈ લાગી. કારણ, મારી પાસે તે વ્યાખ્યાન પહેલાં પાંચ મિનિટ પર આવીને બેઠા તેટલી વારમાં તેમણે 'સરસ્વતીચંદ્ર' વિષે ઘણું ઘણું કહી નાખ્યું હતું. એટલે તેમના કાનમાં, સભાના મંત્રીએ મારું નામ આપેલું તે સરસ્વતીચંદ્રના નવા અવતાર રૂપે જ અવતર્યું.

પ્રમુખ મહાશયો તરફની મોટામાં મોટી બીક જ આ હોય છે કે, તેઓ તમારો એટલે વ્યાખ્યાનકર્તાનો પરિચય આપ્યા વિના રહેવાના જ નહિ. અને તે વખતે તે તમને મોટા ભાગે તમારી ફોઈએ આપેલું નામ આપવાના જ નહિ.

અને તેમાં તેમનો પણ બિચારાઓનો શો દોષ છે? વક્તા બને છે, પણ પ્રમુખો તો જન્મે છે. દરેક ગામમાં અને શહેરમાં પ્રમુખપદે લાયકાતના ધોરણે વ્યક્તિ અનુક્રમે વરાયા જ કરે છે. જૂના વખતમાં જેવા નગરશેઠો હતા તેવા જ હાલના વખતના આ પ્રમુખો પણ છે. કોઈપણ જાહેર સભા થાય તેમાં તેમને આવીને સૌથી ઊંચી અને પહોળી ખુરશી પર બિરાજમાન થવાનું આમંત્રણ આપવામાં આવે

છે. ત્યારે એક માણસ તે કેટલું જાણે? એટલે પછી તમે તેની પાસેથી બહુની આશા કેવી રીતે રાખી શકો? તેથી જ તેઓ વિષયને બદલે વક્તા ઉપર, અને પાછળથી બોલવાને બદલે પ્હેલાં જ બોલવા તૈયાર થઈ જાય છે, અને એ ખુરશીનો પ્રભાવ જ એવો છે કે, ત્યાં બેસીને તો માણસ જે બોલવું હોય તે બોલે, બોલવું જોઈએ તે નહિ.

ત્યારે કેટલીક વાર વળી બીજી જ જાતની સ્થિતિ ઉત્પન્ન થાય છે. નગર કે ગામના કાયમી પ્રમુખ ગેરહાજર હોય, કે ગામમાં હાજર હોય છતાં માંદા હોય, અથવા માંદા ન હોય તો પણ માંદા હોવાનું કહેવડાવે, તો તે વખતે એક બીજા માણસને પ્રમુખ બનાવવામાં આવે છે. પણ તે પહેલાં 'હા' પાડે, પણ છેલ્લી ઘડીએ જ ના પાડી બેસે છે. આ વખતે સભામાં જે કોઈ હાજર હોય તેને પ્રમુખ બનાવી દેવામાં આવે છે, અને તેની પાસેથી તો પછી તમે ખાસ આશા યે શી રીતે રાખી શકો? માગ્યા ઘીથી રોટલી ચોપડાય. કાંઈ ચૂરમાં થાય?

પ્રમુખ સાહેબ કોઈવાર પોતાની આવી નિરંકુશ સ્વતંત્રતાનો અજબ ઉપયોગ કરે છે—કોઈ કોઈ કવિઓની જેમ. એક સભામાં વ્યાખ્યાનકર્તાનો વિષય હતો: રમણલાલ દેસાઈની નવલકથાઓ. હવે પ્રમુખ સાહેબ તો બંગાળીના ખાસ વિશારદ હતા; એટલે, એ તો બંગાળીના ભાષાન્તરો કરવામાંથી નવરા પડે ત્યારે ગૂજરાતી વાંચે ને? છતાં તેમનું વ્યાખ્યાન લાંબુ ચાલી શકયું, એ જ જાણવા જેવી વાત છે. તેમણે કહ્યું: 'મેં શ્રી. રમણલાલની નવલકથા તો વાંચી નથી. એક પણ વાંચી નથી. (એક અવાજ: 'જીતે રહો') પણ વ્યાખ્યાનકર્તાનું વ્યાખ્યાન આજે સાંભળ્યા પછી મને લાગે છે કે, નથી વાંચી તેથી મને કાંઈ ખાસ નુકશાન પણ થયું નથી. કારણ, તે શરચ્ચંદ્રની નવલકથાઓ જેવી હશે એમ લાગે છે. એટલે શ્રી. રમણ-લાલને આપણે ગૂજરાતના શરચ્ચંદ્ર કહી શકીએ. શરચ્ચંદ્ર ચટ્ટોપા-ધ્યાયની બંગાળી નવલકથાઓ ઘણી સારી છે. શરચ્ચંદ્રની નવલકથા-

ઓની વિશેષતાઓ ગણાવતાં પાર આવે તેમ નથી.' આમ કહીને તેમણે અરધી કલાક સુધી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની નવલકથાઓનો પરિચય આપ્યો. શ્રોતાઓએ પણ તે મંત્રમુગ્ધ થઈને સાંભળ્યા કર્યું. અને સાંભળે જ ને? કેમ નહિ? એ બધા તો સાંભળવા આવ્યા હતા. જેમ કે, લાડુની નાત છે એમ સાંભળ્યું હોય, અને પછી ધારો કે દૂધપાકપૂરીની નીકળી પડે, તો કાંઈ જમવા ગયેલાં થોડા જ ભૂખ્યાં પાછાં આવે છે?

આ પ્રમાણે પ્રમુખો વધારે ને વધારે છૂટ લેતા થાય તો શ્રોતાઓને ઘણો લાભ અનાયાસે મળે. સાહિત્યના વ્યાખ્યાનમાં કોઈ વેપારી પ્રમુખ હોય અને ટાટા ડિફર્ડ અને ટાટા ઑર્ડિનરિ વિષે બોલે તો શ્રોતાઓને કેટલું બધું જાણવાનું મળે? અને વક્તાને પોતાને પણ લાભ જ થાય.

શ્રોતાઓ સારા પરીક્ષકો હોય છે. આવા સારા પરીક્ષકો યુનિવર્સિટી તરફથી નીમાયેલા વિદ્વાનો હોતા નથી. એક વખત એક વિદ્યાર્થીએ ભૂમિતિના ઉત્તરપત્રમાં લખ્યું: 'સાહેબ, આપે પહેલું જ થિયેરમ પૂછ્યું છે. પણ એ તો ઘણું સહેલું છે. ચોવીસમું ઘણું અઘરું ગણાય છે. એટલે મેં ચોવીસમું લખ્યું છે. તો આશા રાખું છું કે આપ તે સ્વીકારશો.' આ પરીક્ષકે પોતે જ મને કહેલું કે, તેણે તે સ્વીકાર્યું ન હતું. આ વિદ્યાર્થીની માગણી કેટલી બધી વ્યાજબી હતી? મેં તો એની માફક જ આશા રાખેલી કે, આ પરીક્ષકે તેની માગણી સ્વીકારી હશે. પણ પરીક્ષકે તો આગ્રહ રાખ્યો કે, પૂછ્યું હોય તેનો જ જવાબ લખવો જોઈએ. પણ શ્રોતાઓ આવા યાંત્રિક રીતે વિચારનારા હોતા નથી.

પ્રમુખને એક મોટો લાભ એ છે કે, તેને જેમ શરૂઆતમાં બોલવાનો હક્ક છે તેમ સૌથી છેવટે પણ બોલવાનો હક્ક છે, અને તેથી તે પૂર્ણ સ્વાતંત્ર્ય ભોગવી શકે છે. 'કલાપીની કવિતા' વિષેના એક

વ્યાખ્યાન વખતે એક માધ્યમિક શાળામાં ગૂજરાતી શીખવતા શિક્ષક પ્રમુખ તરીકે બિરાજ્યા હતા. તેમણે પ્રમુખસ્થાનેથી કહ્યું: 'રમાને કલાપીએ અન્યાય કર્યો હતો એમ આજના વક્તાએ વિધાન કર્યું તે સાથે હું સંમત થઈ શકતો નથી માટે દિલગીર છું. વળી રમાને કોઈએ ન્યાય આપવા પ્રયાસ કર્યો નથી એ તેમનું વિધાન પણ બરાબર નથી. તે માટે કલાપીના મિત્ર કાન્તે લખેલું કાવ્ય વક્તા કેમ ભૂલી જાય છે, તે મને સમજાતું નથી; રમાને અન્યાય થયો હોય એમ કલાપીને લાગ્યું ન હતું, એમ મને લાગે છે. પણ કાન્તને તેમ લાગતું ન હતું. આ પ્રમાણે રમાને અન્યાય થયો છે એમ કલાપીના આ પરમ મિત્ર મણિશંકર રત્નજી ભટ્ટ ઉર્ફે કાન્તને લાગેલું. અને તેથી તેમણે 'રમા' નામનું એક કાવ્ય લખ્યું હતું. હું આપની પાસે એ કાવ્ય વાંચી સંભળાવીશ. તે ઉપરથી આપ પોતે જ ન્યાય કરી શકશો કે, વિદ્વાનવક્તાએ કેવી ભૂલ કરી છે. આમ કહી તેમણે તો ચોપડીમાં માથું ઘાલી આખું જ કાવ્ય વાંચી નાખ્યું. વ્યાખ્યાનકર્તા બિચારો જાણતો હતો કે, કાન્તે 'રમા' કાવ્ય ઈ. સ. ૧૮૮૭ માં લખ્યું હતું, અને કલાપીનું રમા સાથે લગ્ન થયું હતું ઈ. સ. ૧૮૮૯ માં. પણ તેનાથી તો બોલી શકાય તેવું હોય તો ને? દરેક નિયમને અપવાદ હોય છે તેમ આ પ્રમુખની પછી બોલાય નહિ તેને પણ અપવાદ છે જ. ઉપકાર માનનાર પ્રમુખની પછી બોલે છે, અને તેને ટેકો આપનાર સૌથી છેલ્લે બોલે છે. એટલે વક્તાને પ્રમુખ બન્નેની સાચી ખોટી ભૂલો કેટલીક વખતે આ સજ્જનો બતાવે છે. પણ તેમને સાંભળે છે કોણ? એ વખતે તો શ્રોતાઓ ઘેર જવાની તૈયારીમાં હોય, અને 'ટૂંકું કરો,' 'પતાવો,' 'બહુ થયું,' એવા અવાજોના જ ધ્વનિ વ્યાખ્યાનગૃહના ખૂણે ખૂણેથી ઊઠતા હોય છે.

કેટલીક વખતે પ્રમુખ પોતાને પોલિસ અધિકારી માનવાની ભૂલ કરી બેસે છે. 'ગૂજરાતી સાહિત્યમાં વીરરસ' ઉપર એક વ્યાખ્યાતાએ

ભાષણ કરતાં એક વખત કહ્યું હતું: 'બંગાળાના ભાગલા પાડી જ્યારે લૉર્ડ કર્ઝને હિંદભરમાં ચુચુત્સા જગાવી ત્યારે ગૂજરાતના વિદ્વાનો વહાલી, વહાલા, અને હાલાનાં કાવ્યોમાં જ મોટે ભાગે ગૂંચવાઈ ગયા હતા.' 'આ હું બિલકુલ ચાલવા દઈશ નહિ,' પ્રમુખ સાહેબે પોકાર કર્યો પણ વ્યાખ્યાનકર્તાએ આગળ ચલાવ્યું: "સન્નારીઓ અને સજ્જનો! આ પ્રજાશાસનવાદના જમાનામાં પ્રજા એ જ પરમેશ્વર છે, અને એ કાંઈ નવો વિચાર નથી. ખરી વાત એ છે કે, બરાબર રીતે જોવા જઈએ તો આપણા આ પુરાતન હિંદમાં કાંઈ જ નવું નથી. આપણામાં કહેવત છે, 'પંચ ત્યાં પરમેશ્વર', અને એથીયે જૂના જમાનામાં જાઓ તો જોવાની જુક્તિ જડે છે જે कलौ संघः शक्तिः। આપણામાં શું ન હતું? શું નથી? (તાળીઓ) મહાત્મા ગાંધીજી, જેમની પ્રત્યે તમો ભાઈબહેનો જેટલું જ મને માન છે, તેમણે કહ્યું છે કે, કોશિયા કોસ ખેંચતાં અને ડોશીઓ ઘંટીએ દળતાં ગાઈ શકે તેવાં કાવ્યો ગૂજરાતી કવિઓએ રચવાં જોઈએ. આ મહાત્માજીની પ્રજાભક્તિ બતાવે છે. તમે–પ્રજા–આ યુગમાં અમારા દેવ છો. તો ભાઈઓ અને બહેનો, તમે મને કહો, મને આજ્ઞા કરો, કે વ્યાખ્યાન ચાલુ રાખું કે બંધ કરું? (ચલાવો, ચલાવો) પ્રમુખ સાહેબ મહાન છે (નમન કરીને), પણ આપ સૌ (છટાથી ઝૂકીને) તેમનાથીયે મહાન છો. ('ચલાવો'–નો અવિરત નાદ. પ્રમુખ શૂન્યમૂઢ થઈ બેસી રહે છે.) ભલે ત્યારે. આપની આજ્ઞા માથે ચઢાવું છું. "આમ કહી તેણે અરધી કલાક ભાષણ ચાલુ રાખ્યું, અને 'શેરને માથે સવાશેર'ની કહેવત પણ વચ્ચે મૂકી દીધી. "મને કવિતા કરવા દો પછી રાજ્ય કોણ કરે છે તેની મને પરવા નથી!" આમ કવિ કહે છે કારણ, તે જાણે છે કે, પ્રજાને દોરવાની શક્તિ તેના કાવ્યોમાં જેવી છે તેવી રાજાની આજ્ઞાઓમાં નથી. આમ અમલ ચલાવનાર શેરને માથે પોતે વાણી ચલાવનાર સવાશેર છે, એમ કવિઓ માને છે. અહિં 'શેર'નો અર્થ ૪૦ રૂપિયાભાર નહિ પણ વાઘ થાય છે, અને સવાશેર એટલે સવાઈ વાઘ. આ

રીતે તે વ્યાખ્યાન કરી બેસી ગયો ત્યારે તેની છાતી વાઘની માફક ફૂલેલી હતી, અને પ્રમુખ બિચારો બકરીની માફક ખુરશીના ખૂણામાં સંતાઈ ગયેલો–દેખાતો પણ ન હતો. !

ચાલે તેનું નામ ગાડી અને બોલાય તે ભાષણ, એટલે પ્રમુખ ગમે તે બોલે તો ખુશીથી ચાલે પણ પ્રમુખ બોલે જ નહિ તો ? 'છે તે, છે તે, છે તે, ભાઈઓ અને બહેનો, છે તે, ........બહેનો અને ભાઈઓ છે તે' આમ જ ઘસડાય. તેને શ્રોતાઓ ચાલ્યું ગણવાની ના પાડે છે. 'છે તે છે અને નથી તે નથી' 'નથી તે છે નહિ ને છે તે નથી નહિ.' 'છે તે નથી નથી અને નથી તે છે નથી' આવા આવા શબ્દો ઉતાવળિયા શ્રોતાઓમાંના કોઈ કોઈ ઉતાવળા સ્વરે બોલે છે. તેમ તેમ પ્રમુખ મહાશયનો ગભરાટ વધતો જાય છે. તેને આંખે અંધારાં આવે છે. અંધકાર જાણે તેના અંગોને લીંપી દેતો હોય તેવો ભાસ થાય થાય છે. આકાશમાંથી જાણે કાજળનો વર્ષાદ વરસતો હોય એવું લાગે છે. અને અસત્ શ્રોતાઓની સેવાની માફક તેની દૃષ્ટિ વિફલતાને પામે છે. એટલે આટલું બોલીને તે બેસી જાય છે. છતાં તે પ્રમુખ તરીકે ચાલુ જ રહે છે. તેને પદભ્રષ્ટ થવાનો ભય નથી, એટલું સારું છે.

ગમે તેમ બોલે, ગમે તે બોલે, ન જ બોલે એ બધાના કરતાં બોલ્યા જ કરે એ પ્રમુખ વધારે ત્રાસદાયક છે. જાણે બાર બાર દુકાળ પછીનો મેઘ વર્ષતો હોય એમ આવા પ્રમુખ બોલ્યા જ કરે છે. એક વિષય પરથી બીજા પર અને બીજા પરથી ત્રીજા ઉપર ચપળતાથી કે મંદ ગતિથી, એકધારી રીતે, કે અચકાતાઅચકાતા, ઘડીકમાં ધીમેથી, ઘડીકમાં ઉતાવળે અવાજે, એમ તેમનો વાણીપ્રવાહ સાબરમતીના સલિલની માફક વહ્યા જ કરે છે. આનો અંત આવશે જ નહિ, એમ માની શ્રોતાઓ ધીમે ધીમે અને પછી ઝડપથી વ્યાખ્યાનગૃહ ખાલી કરવા માંડે છે, અને પાછળ રહે છે માત્ર વકતા, ઉપકારની

દરખાસ્ત મૂકનાર અને તેને ટેકો આપનાર : અલબત્ત, પ્રમુખ પોતે તો ખરા જ.

પણ હમેશાં આમ પણ નથી બનતું. એક વ્યાખ્યાનનો પ્રસંગ, એક શ્રોતાએ કહેલો, મને બરાબર યાદ છે. પ્રમુખ સાહેબ 'પાંચ મિનિટ' બોલવા ઊઠયા. બરાબર સાંજના પાંચથી સાડા સાત એમ અઢી કલાક ચલાવ્યું. પણ શ્રોતાઓમાંથી ભાગ્યે જ અઢી માણસ પણ ઓછાં થયાં હશે. આપણા શ્રોતા અને તેમના એક મિત્ર એમ બે જણ એક કલાક રહીને ચાલ્યા ગયેલા, પણ બીજાઓ તો છેવટ સુધી બેસી રહેલા એમ તેમને જાણવા મળ્યું. કોઈએ ચૂં કે ચાં પણ નહોતું કર્યું, એવી અંગત લાગવગ હતી એ પ્રમુખ મહાશયની. પણ કર્મનો નિયમ ગમે તેવી લાગવગવાળાને યે છોડતો નથી. તે પ્રમાણે આ પ્રમુખ મહાશય પણ સપડાયા. એ વ્યાખ્યાનોની રસલહાણનો જ ઉત્સવ હતો, એટલે રાત્રે વળી બીજું વ્યાખ્યાન શરૂ થયું તેમાં પેલા પ્રમુખ મહાશય પ્રમુખ ન હતા, વકતા પણ ન હતા, માત્ર શ્રોતા હતા. અને આપણા શ્રોતા એક વકતા હતા. એટલે એમણે ચલાવ્યું ! 'ભષણ અને ભાષણ વચ્ચે બહુ જ થોડો તફાવત છે એવું આજે સાંજના પ્રમુખશ્રીના વિસ્તીર્ણ ભાષણ ઉપરથી મને સમજાયું છે. ભષણ અને ભાષણ વચ્ચે માત્ર આકારનો જ ભેદ છે. એ આકાર કયો ? સ્વર 'આ' ? નહિ, કાનો. ભાષણમાંથી કાનો નીકળી જાય-કહાનો નીકળી જાય, તો પાછળ ભષણ રહે. કહાના બિન ગાના કયા ? આજની સાંજના પ્રમુખનું ભાષણ આપે એક ચિત્તે લાંબો વખત સાંભળ્યું કારણ તેમાં કહાનો હતો. કારણ કે તેઓ પરમભક્ત છે. (તાળીઓ)'

પણ જ્યારે એક સ્ત્રી પ્રમુખસ્થાને હોય ત્યારે તો વકતાની મુશ્કેલ સ્થિતિ અસહ્યતાની હદે પહોંચી જાય છે. કારણ કે મોટો પ્રશ્ન શરૂઆતમાં જ આવી ને ઊભો રહે છે કે તેમને કેવી રીતે સંબોધવાં ? ધારો

કે તમે 'પ્રમુખ સાહેબ' કહ્યું, અને પછી તેઓ પોતાનું મધુર, સુંદર, વેણીમંડિત મસ્તિષ્ક છટાથી ફેરવી તમારી સામે તીક્ષ્ણ દૃષ્ટિ કરે અને તેમાં વંચાય: 'મારામાં સાહેબ જેવું શું દેખાય છે?' તો? એટલે કોઈ કહે છે, 'પ્રમુખ સાહેબા!' પણ શ્રોતામાંથી કોઈ પડઘો પાડે, 'બા!' એ ભગ જવા દઈએ તો પણ એ શબ્દ સારો લાગતો નથી. બીજાં સંબોધનો જોઈએ. 'સભાપતિજી' તેનું અનુકરણ કરી 'સભાપત્નીજી' કહી શકાય? 'સભાપતિ મહોદયા?' જરાય સારું લાગે છે? અને સભાનેત્રી'માં વલોણાનાં નેતરાં અને નેતરની સોટી એવાં એવાં સાહચર્યો નથી સ્ફુરતાં? એટલે જ હું કહું છું કે, મને સભાક્ષોભ નથી થતો, કદી પણ નથી થયો, પણ હંમેશાં પ્રમુખક્ષોભ થાય છે.



# પ્ર ચા ર

અમદાવાદમાં એક સ્વામીએ ગીતામંદિર બંધાવ્યું, અને તેમાં ગીતાજીની મૂર્તિ પધરાવી તેની સામે વિરોધ દર્શાવતાં લખાણો તરફ મારું ધ્યાન ખેંચવામાં આવ્યું છે. તે વિષે લખતાં પહેલાં હું અહીં વપરાયેલ વાક્યપ્રયોગનો ખુલાસો કરી લઉં. આ જાતની વાક્યરચના કેટલીક વાર વપરાય છે, તેથી હું તેનાથી પરિચિત તો હતો, પણ થોડા સમય પહેલાં કોંગ્રેસની ઝીણામાં ઝીણી પ્રવૃત્તિ ઉપર સતત નજર રાખનાર રા. રા. મહમદઅલી ઝીણાએ કોંગ્રેસના બારડોલીના ઠરાવ પર પોતાનું ધ્યાન ખેંચવામાં આવ્યું હતું એમ લખ્યું ત્યારે જ મને દેખાયું કે, આ રૂઢિપ્રયોગ કેટલો બધો રૂઢ થઈ ગયો છે; અને તેથી સમજાયું કે હવે તો તે અપનાવ્યે જ છૂટકો.

વારુ. હવે વિરોધનો વિચાર કરીએ. વિરોધીઓ કહે છે કે, ગીતાની મૂર્તિ હોઈ શકે નહિ, એ તો ગ્રંથ છે! પણ જો રાગરાગિણીનાં ચિત્રો હોઈ શકે તો ગીતાજીની મૂર્તિ કેમ નહિ? જે સૂક્ષ્મ છે તેને સ્થૂલ સ્વરૂપ આપવું એનું નામ કલા. ક્ષણભંગુર—નાશવંતને પથ્થર કે ચિત્રફલકમાં જકડી લઈને કલાકારો કલ્પનાને મૂર્તિમંત કરે છે. અસ્થિર મનવાળા મનુષ્યો તો ઘણા જોવામાં આવે છે; પણ, શેક્સપિયરે હેમ્લેટનું પાત્ર સરજી તેને અક્ષરદેહ આપ્યો, અને ચિત્ર, અભિનય તથા મૂર્તિવિધાનથી તેને સ્થૂલદેહ પણ મળ્યો નહિ હોય તો મળશે.

આ દૃષ્ટિએ અવલોકતાં ગીતાની પ્રતિમા અને મંદિરના સર્જક સ્વામી મને મહાન કલાકાર લાગે છે. સૂક્ષ્મ, મનોમય ગીતાધ્વનિનાં પારાયણો કરી કરીને તેમણે પ્રથમ પ્રવાહી સ્વરૂપ આપ્યું. અને પછી સ્થૂલ સ્વરૂપ આપવા તેની પથ્થરની મૂર્તિ અને ઈંટોનું મંદિર

નિર્મ્યું. સૂક્ષ્મ અનુભવ વ્યક્તિગત છે. એ વ્યક્તિગત અનુભવને સમષ્ટિગત બનાવવા માટે સ્થૂલનો આશ્રય લેવો જોઈએ. પણ એ કામ સરલ નથી. આજન્મ કલાકારને જ એ ભગીરથ પ્રયત્ન સાધ્ય છે. અમદાવાદીઓએ આનંદવું જોઈએ કે, એમને આંગણે ગીતાનો પ્રવાહ થંભીને સ્થૂલરૂપ પામી, જમીન સાથે જડાઈ ગયો. શાહજહાંના નિઃશ્વાસો થંભી જઈને અશ્રુબિંદુઓ બન્યા, અને તેમાંથી આરસની પ્રતિમા બની તે તાજમહાલ. તાજમહાલ એ જગતની સૌથી મહાન કરુણ પ્રશસ્તિ (Elegy) છે. મૃત સ્વજન પછવાડે આંસુ પાડી લગભગ સૌ નિઃશ્વાસ નાખે છે; કોઈ કવિ હૃદય તેને વાણી આપે છે, અને એ રીતે શોકનો શ્લોક બને છે, પણ મહાન કલાકાર શાહજહાંએ પોતાના શોકને સ્થૂલ સ્વરૂપે વ્યક્ત કર્યો. કોલસા બાળવાથી જ સફેદ થાય છે, ધોવાથી નહિ. તેજ પ્રમાણે શ્યામ શોક જળીજળીને અતિ શ્વેત આરસ બન્યો છે.

પણ અહીં તો ગીતા વિષે વિચાર કરવાનો છે, એમ કેટલાક કહે છે. પણ ગીતા વિષે વિચાર તો અત્યાર સુધી ઘણાએ કર્યો છે. શંકરાચાર્યથી માંડીને ગાંધીજી સુધીના અભ્યાસીઓએ આ મહાન ગ્રંથ વિષે વિચારો કર્યા છે, અને તે સમજાવવા માટે પુસ્તકો લખ્યાં છે. ચિદ્‌ઘનાનંદ ગીતા, જ્ઞાનેશ્વરી ગીતા, લોકમાન્ય તિલકનું કર્મયોગ-રહસ્ય, મહાત્માજીનો અનાસક્તિ યોગ, મણિલાલ નભુભાઈનું વિદ્વતા-પ્રચુર ગીતાવિવેચન: આવા અનેક ગ્રંથો આપણી પાસે મોજૂદ છે. છતાં, લોકો ગીતાનો અભ્યાસ કેમ કરતા નથી, એમ કેટલાક પૂછે છે ત્યારે મને હસવું આવે છે; કારણ, લોક શા માટે નથી વાંચતા તેનું કારણ મારા મિત્ર અમથાલાલે મને બરાબર સમજાવ્યું છે. હું ધારું છું કે, જ્યારે તમે પણ મારી મારફત એ કારણ જાણશો ત્યારે તમને પણ ગીતા નહિ વાંચનારાઓની ટીકા કરનારાઓ ઉપર હસવું આવશે. અમથાભાઈ કહે છે કે, લોકો નથી વાંચતા કારણ કયું પુસ્તક વાંચવું

અને કર્યું નહિ તેની તેમને ખબર પડતી નથી. મોટા શહેરમાં અનેક રસ્તાઓની ભૂલભૂલામણીમાં જેમ અજાણ્યો આગંતુક મૂંઝાઈ જાય છે તેમ અહીં પણ બન્યું છે. મૂળ તો ગમે ત્યાં જવાની સગવડ માટે અનેક રસ્તાઓ બનાવ્યા હોય છે. પણ તે ઘણા હોવાથી જ તે મારફત આપણને ગમે ત્યાં આપણે જઈ શકતા નથી, પણ અનેક અણગમતી જગાએ જ તે આપણને દોરી જાય છે. પણ ગામડાંની માફક એક જ રસ્તો હોય તો આવી મુશ્કેલી ન પડે. તે જ પ્રમાણે વિભિન્ન ગીતાભાષ્યો હોવાથી તેમાંથી કોને સાચું માનવું તેની જ મૂંઝવણ થાય છે; એટલે, ઘણા ગીતાભક્તો પણ ગીતા વાંચી શકતા નથી. આ સ્થિતિમાં એક નવું પુસ્તક લખી, ગૂંચવણ ન વધારવા માટે, ગીતામંદિરકારનો આભાર માનવો જોઈએ.

ત્યારે વળી કોઈ કહે છે કે, ગીતા તો આચારગ્રંથ છે. ગીતામાં તો જીવન જીવતાં શીખવવામાં આવે છે. પણ ત્યાં ય મુશ્કેલી છે. ગીતા કેવા પ્રકારનું જીવન જીવતાં શીખવવા માગે છે? કર્મયોગ? જ્ઞાનયોગ? ભક્તિયોગ? એટલે આચારમાં ય મુશ્કેલી છે. અને ગીતામાં જ કહ્યું છે કે, અજ્ઞાનીઓના મનમાં બુદ્ધિભેદ ઉત્પન્ન કરવો નહિ. તેથી જ વિચાર અને આચારના ભૂલભૂલામણીવાળા માર્ગો છોડી દઈને રાજનગરના આંગણે ગીતાપ્રચારના રાજમાર્ગનું નિર્માણ કરવામાં આવ્યું છે.

અને તે યોગ્ય જ થયું છે. આ જમાનો આચારવિચારનો નહિ પણ પ્રચારનો છે. પ્રચાર એટલે ફેલાવો. આ ફેલાવો કરવા માટે આચાર કે વિચારની લાંબી યોજના ચાલી શકે નહિ. તે માટે તો જેમ બને તેમ ટૂંકો મંત્ર જોઈએ. મિત્રરાજ્યોએ લડાઈમાં વિજય મેળવવા માટે 'વિ' મંત્ર શોધી કાઢ્યો છે. વિજય માટે સાધનસામગ્રી તૈયાર કરવી, લશ્કર જમાવવું, વગેરે આચાર; અને વિજય મેળવવા માટેની જાતજાતની યોજનાઓ સંબંધી વિચાર કરવાના લાંબા મુશ્કેલી

બીજા માર્ગો સાથે સરખાવતાં આ 'વિ' મંત્ર કેટલો સરલ અને સર્વસાધ્ય છે ! મોટર, ગાડી, રેલ્વે વગેરે વાહનો પર, મકાનો અને રસ્તાઓ પર આ અક્ષર લખી શકાય છે, તે જ પ્રમાણે વસ્ત્રો પર પણ સ્ત્રીપુરુષો અને બાળકો આ અક્ષર ચોડી કે ચીતરી શકે છે. શીર્ષાસનનો હમણાં હમણાં આપણે ત્યાં પ્રચાર થવા લાગ્યો છે એ આ દૃષ્ટિએ મને ઇષ્ટ લાગે છે. શીર્ષાસન કરીને સહેજ પહોળા પગ કરવાથી 'વિ' અક્ષર બની જાય છે. આપણામાં ભણેલી સ્ત્રીઓએ પણ હજુ ચાંલ્લાનો ચાલ ચાલુ રાખ્યો છે; પણ, પુરુષોએ કપાળમાં ટીલાનો રિવાજ છોડી દીધો છે, એ આ દૃષ્ટિએ જોતાં ખોટું લાગે છે. તો ય એ સહેલાઇથી ચાલુ કરી શકાય તેમ છે; એટલે, અતિખેદ જરૂરી નથી. આની શરૂઆત V અક્ષરથી જ કરીએ. કપાળમાં આ V̇ ની વચ્ચે આવું દર્શાવ્યો છે તેવો, અથવા Ṿ નીચે એમ ચાંલ્લો કરી તેની શોભામાં અભિવૃદ્ધિ કરી શકાય.

V ની મહત્તા એમાં છે કે, એ મંત્ર નહિ પણ મંત્રનું પ્રતીક છે. શબ્દોને બદલે ચિહ્ન મૂકવાથી ઘણા વિશાળ સમુદાયને મંત્ર પહોંચાડી શકાય છે. ડબ્બાઓ ઉપર 'ઓરતો માટે' એમ લખવાને બદલે રેલ્વેમાં સ્ત્રી જ ચિતરવામાં આવે છે, તેથી અભણ સ્ત્રીપુરુષોને પણ આ માહિતી પહોંચાડી શકાય છે. આપણે ત્યાં પુસ્તકના પ્રચાર માટે તેનો મહિમા લખવામાં આવતો હતો. આવાં 'માહાત્મ્ય'ની અગત્ય તો પછી એટલી બધી વધી ગઈ કે, વક્તાઓ અને શ્રોતાઓ મૂળ પુસ્તકને બદલે માહાત્મ્યને જ પકડવા લાગ્યા. જે 'સત્યનારાયણની કથા' હાલમાં કરવામાં આવે છે તેમાં કથા આવતી જ નથી, માત્ર માહાત્મ્યને જ કથા માનવામાં આવે છે. આવું ગીતામાહાત્મ્ય પણ છે. આ લાંબા માર્ગને બદલે 'ગીતાનો પ્રચાર કરો' એવો ટૂંકો મંત્ર મૂકી શકાય. પણ એથી યે વધારે સરલ રીત તો આ મંત્રનું પ્રતીક મૂકવાની છે. આટલે સુધી આ વિચારસરણીમાં સંમત થનારા કેટલાકો

અહીં આવીને જુદા પડે છે. તેઓ કહે છે કે, પ્રતીક ભલે રાખો, પણ તે ગીતાનો ગ્રંથ જ જોઈએ.

આ અભિપ્રાય તે જૂનવાણી દૃષ્ટિનું પરિણામ લાગે છે. અત્યારે પ્રચાર માટે હંમેશાં સુંદર નારીદેહનું જ નિયોજન થાય છે, એ નક્કર હકીકત અહીં ભૂલી જવાતી લાગે છે. જાહેર ખબરો જુઓ. દાંત તો પુરુષોને પણ છે, અને તેને સાફ રાખવાની કાળજી પુરુષો નથી રાખતા, એમ પણ નથી. છતાં કોઈ પણ દંતમંજન કે ટૂથ બ્રશની જાહેરાતમાં 'દાંત કાઢતી' સુંદરી જ દેખાય છે. ધૂમ્રપાન એ પુરુષોનો ખાસ પ્રદેશ છે. હમણાંથી યૂરોપમાં સ્ત્રીઓએ પણ એ પ્રદેશમાં પ્રવેશ કર્યો છે; અને તેમનું અનુકરણ આપણે ત્યાં પણ કોઈ કોઈ અદ્યતન યુવતી અવારનવાર કરતી જોવામાં આવે છે. આપણે ત્યાં હલકી કહેવાતી કોમોમાં તો પુરુષોના જેટલી જ છૂટથી સ્ત્રીઓ બીડી પીએ છે, પણ હું તો અહીં ઉચ્ચ કહેવાતા વર્ગની સન્નારીઓ અને સિગરેટની વાત કરું છું. આ વર્ગમાં આવાં દૃષ્ટાંતો પુરુષોના પ્રમાણમાં ઘણાં થોડાં જોવા મળે છે. છતાં જાહેર ખબરમાં તો હંમેશાં શોખથી સિગારેટપાન કરી રહેલ સુંદરી જ જોવામાં આવે છે. આમ છે તો પછી ગીતાના ગ્રંથને બદલે એક સુંદર સ્ત્રીપ્રતિમાની સ્થાપના ગીતામંદિરમાં કરવામાં આવે તેને કેવી રીતે વાંધા પડતું ગણી શકાય? ધાર્મિકતાની સાથે પુરાતન દૃષ્ટિ જ રહેલી હોય છે, એમ સામાન્ય રીતે ફરિયાદ કરવામાં આવે; પણ, અહીં ધાર્મિકતાની સાથે અદ્યતન દૃષ્ટિનું દર્શન થાય છે, તે માટે હું તો માનું છું કે, સંચાલકોને અભિનંદન ઘટે છે.

વિરોધ ઘણો થયો. એ તો શમી જશે. પણ હવે કદરદાનોએ પણ પ્રવૃત્ત થવાની જરૂર છે. અમદાવાદમાં એક પ્રગતિશીલ સાહિત્ય મંડળ* હતું, એમ સાંભળ્યું છે. તો આ મંડળે હવે જાગૃત થઈ ગીતા જેવા સાહિત્યના મહાગ્રંથને આવી પ્રગતિશીલ રીતે રજૂ કરવા માટે લાગતા-

---

*સાંભળ્યા મુજબ શ્રી. નવલરામભાઈ એના પ્રમુખ હતા.

વળગતાઓને અભિનંદન આપવાનો ઠરાવ કરવો જોઈએ. હું માનું છું કે, મારી આ ભલામણ યોગ્ય સ્થળે પહોંચાડવામાં આવશે.

આ સંબંધમાં હજુ એક બાબત વિચારવાની રહી જાય છે, એમ કોઈ ચાલુ ચર્ચાના જાણકારને લાગે, એ સ્વાભાવિક છે. એટલે એનો વિચાર પણ કરી લઈએ. અમદાવાદના ગીતામંદિરમાં અછૂતોને દર્શન માટે દાખલ કરવામાં આવતા નથી. તે વિષે ફરિયાદ કરતાં એક અછૂત સ્ત્રીએ કહેલું: "એ જ મંદિરનો પાયો ખોદવામાં મજૂરણ તરીકે પાયાની માટી મેં ઉપાડેલી. તેની ઉપર ઈંટો પૂરી પાડવામાં યે હું હતી. કડિયાને ચૂનાનાં તગારાં લાવી આપનાર હું હતી. સુથારને બારણાંનાં લાકડાં પણ મેં ઊંચકી આપેલાં. ને રંગરોગાન થયા પછી એ આલેશાન મંદિરને ધોઈને સાફ કરવામાં પણ હું હતી." આ ફરિયાદ યોગ્ય સ્થળે પહોંચાડવા ગૂજરાતના એક સન્માન્ય સમાજ-સેવક જઈ આવ્યા, પણ તેમને જવાબ મળ્યો કે, ટ્રસ્ટીઓ સાથે વચનથી બંધાઈ ગયેલા હોવાથી મંદિરના સ્રષ્ટા આ વિષયમાં કાંઈ કરી શકે તેમ ન હતું. આવો ઉત્તર મળવાથી પેલા ભાઈ પણ નિરુત્તર થયા, જો કે તેમને ઘણું લાગી આવ્યું. પણ જે કરનારને નથી સૂઝતું તે કેટલીક વાર જોનારને સૂઝે છે. કવિને ન સૂઝેલો અર્થ વિવેચકને સૂઝે છે. તે જ પ્રમાણે બને. આ સંબંધમાં કેટલાક તત્ત્વ-વિચારકો સાથેની વાતચીતમાંથી આ સંબંધમાં જે લાધ્યું છે તે અહીં આપું છું.

ગીતામાતાને ખોળે ગરીબ અને તવંગર, છૂતઅછૂત બધા સરખા છે; આ સમાનતાનો બોધ જ તેનું રહસ્ય છે, છતાં આ ભેદભાવ કેમ, એમ પૂછવામાં આવે છે. પણ ગીતામાં તો કહ્યું છે: વિદ્યા-વિનયસંપન્ન બ્રાહ્મણ, ગાય, હસ્તિ ને શ્વાન, ચાંડાલ સર્વેમાં પંડિતો સમદૃષ્ટિ છે. એટલે પંડિતોએ સમદૃષ્ટિ રાખવાની છે, સમવર્તન નહિ. આવી સમદૃષ્ટિ તો, ખેદ પામનારાઓ પણ કહે છે કે, મંદિરના

સ્રષ્ટાઓમાં છે. સમાન દૃષ્ટિનો અર્થ સમાન વર્તન પણ થાય. એવો પૂર્વપક્ષ કરનારાઓને પૂછી શકાય કે, 'ત્યારે શું કૂતરાંઓ, ગાયો અને અને હાથીઓને પણ મંદિરમાં દાખલ કરવાં?' કારણ, શ્લોકમાં તો તેમને પણ ગણાવ્યાં છે. વળી ગીતાનો મહાબોધ સમદૃષ્ટિની ભાવના છે, પણ તે તેનો પરમ બોધ નથી. તેનો પરમ બોધ તો 'કર્મમાં અધિકાર તારો, ફલમાં કદી નહિ,' એ છે. આ અનાસક્તિયોગનો, અહીં તો, ઉપર દર્શાવેલ અછૂત બહેન અને તેના સાથીઓ ઉપર પ્રયોગ કરવામાં આવે છે.

આ બહેને પાયા ખોદવાથી માંડીને મંદિર ધોવા સુધીનાં કામો કર્યાં તે તેનો કર્મયોગ થયો. પછી તેને મંદિરનાં માતાજીનાં દર્શન કરવાની મરજી થઈ. આ થઈ ફલેચ્છા. હવે ગીતા તો કર્મ કરવાનું શીખવે છે, તેની સાથે જ ફલની આશા છોડવાનું પણ શીખવે છે. આ બહેને કર્મ કર્યું એ જ બસ છે. કર્મ એ જ ફલ છે. કર્મ અને કર્મફલ જુદાં નથી, છતાં અજ્ઞાનથી તેણે ફલની આશા રાખી. આ વાત કેમ જાણે આગળથી જ જાણતા હોય તેમ વ્યવસ્થાપકોએ પાકે પાયે ગોઠવણ કરી રાખી હતી કે, ફલની તેની ઇચ્છા સફળ થઈ શકે જ નહિ મંદિર બાંધવારૂપી આ કર્મ કરનારાઓ ઇચ્છે તો પણ દર્શનરૂપી ફલ મેળવી શકે જ નહિ, એવી અગમચેતી, રાખનારાઓને માત્ર સ્રષ્ટા જ કેમ કહેવાય? દ્રષ્ટા પણ કહેવા જ જોઈએ.



# મારું છાપું

'કેમ હજી છાપું નથી આવ્યું?' છગનલાલે મકાનમાં પેસતાં જ પ્રશ્ન કર્યો.

'આવ્યું છે ને! મેં જોઈ લીધું! હવે નિરાંતે વાંચીશ. લ્યો તમે વાંચી લો!' કહી મેં તેમને છાપું પથારી નીચેથી કાઢી આપ્યું.

'આ તમારા છાપાંએ દોઢી કિમ્મત કરી, વાંચ્યું ને?'

'હા, વાંચ્યું!'

'પણ એ કાગળની મોંઘવારી છે માટે કિમ્મત દોઢી કરે છે તેને બદલે કદ જ અર્ધું કરે તો વધારે સારું નહિ?'

'કેમ, તો પછી વાંચવાનું પણ અર્ધું જ થઈ જાય ને?'

'નહિ, એમાં મોટે ભાગે તો જાહેર ખબરો જ છે. વાંચન ક્યાં છે?'

આમ કહી છાપાંની 'વાંચન' અને 'જાહેર ખબર' વિભાગની ગણતરી કરવા માંડી; અને, અતિશય ઉત્સાહમાં આવી જઈ કહ્યું:

"આ તમારા છાપાંમાં બધી મળી અઠ્ઠાવીશ કોલમો છાપી છે, તેમાં સત્તર કોલમ જાહેર ખબરોની છે, ત્યારે અગિયાર કોલમો 'વાચન'ની. બોલો, હવે કદ અડધું કરે તો આપણને વાંચનારાને શું નુકસાન? આપણને તો ત્રણ કોલમ જેટલું વાંચન વધારે મળે?"

'પણ જાહેર ખબર એ વાંચન, એમ ન કહેવાય?' મેં પ્રશ્ન કર્યો.

'જાહેર ખબર એ વાંચન? એ વાંચે છે કોણ? એ ન વાંચવાથી શું નુકશાન? તમારે આ બાબત અવશ્ય કાંઈક લખવું જોઈએ.'

જતાં જતાં છગનલાલને કરેલી સૂચનાને પરિણામે મારા છાપાની બરાબર તપાસ મેં કરી, અને તેને પરિણામે આ લખવાનું પણ શરૂ કર્યું છે. પણ મને લાગે છે કે, હું જે લખીશ તેથી છગનલાલને સંતોષ થશે નહિ.

છાપામાં જાહેર ખબરો આવે છે, તેની કિમ્મત વાંચનની દૃષ્ટિએ હલકી શા માટે ગણવી? છાપામાં 'વાંચન' વિભાગમાં જે સમાચારો આવે છે તેના કરતાં ઓછી રસિક કે ઓછી ઉપયોગી બાબતો જાહેર ખબરોમાં આવે છે? 'વેચવાનું છે: માંડવીની પોળમાં કાકા બળિયાની પોળમાં મકાન, ક્ષેત્રફળ ૧૨૬ ચોરસ ફીટ, દલાલોએ તસ્દી લેવી નહિ.'

હવે આ જાહેર ખબર છગનલાલની દૃષ્ટિએ નકામી છે. તેનો ઉપયોગ તો જે એક માણસ આ મકાન ખરીદશે તેને જ માટે છે. તો પછી જે એક હજાર માણસો આ ચોપાનિયું વેચાતું લેશે, અને જે પાંચ હજાર માણસો તે વાંચશે તે સર્વને માટે આ લખાણ તો નકામું જ છે ને? આ દલીલ મને સાચી લાગતી નથી. આ મકાન ખરીદ કરનાર ઉપરાંત બીજાં અનેક માણસો પણ આવી જાહેર ખબરો વાંચે છે. કારણ, મકાન ખરીદવાની શક્તિ બધાંની નથી હોતી, પણ તેવી ઇચ્છા તો સર્વમાં હોય છે. જાહેરાત વાંચ્યા પછી તેઓ અંદરો-અંદર આવી વાતો કરે છે. 'મારે મકાન ખરીદવું છે, અને આજે છાપામાં એક મકાનની જાહેરાત પણ આવી છે; પણ, મારે તો શહેર બહાર જોઈએ, પોળમાં નહિ?' એક કહે છે.

તેને બીજો જવાબ આપશે: 'અરે, હું પણ ભાડું ભરી ત્રાસી ગયો છું; પણ, મને આ સાંકડું પડે.'

ત્યારે ત્રીજો વળી પોતાને મોટું પડે માટે જ આ મકાન ખરીદતાં અટકી ગયો હોય છે, બાકી તેને પણ ઇચ્છા તો ઘણી હોય છે. પણ આ સંભવિત ગ્રાહકોની વાત જવા દઈએ તો પણ શું આ

જાહેર ખબર નકામી છે?

અમદાવાદમાં માંડવીની પોળ છે, એ તો ઘણા જાણે છે. પણ તેમાં કાકા બળિયાની પોળ છે તે કેટલા જાણતા હશે? અને તેમાં ૧૨૬ ચોરસ ફીટ, જેના ચૌદ ચોરસ વાર થાય, તેવું પણ 'મકાન' ગણાય છે, એની કેટલાને ખબર હશે? અને અમદાવાદમાં જમીનના દલાલોની તસ્દી મકાન વેચનારાઓની તસ્દી આપતી હશે, તે પણ શું 'સમાચાર' નથી?

જેમ અત્યારે મકાન તથા જમીન વેચવાની જાહેર ખબરો આવે છે તેમ બૅન્કોની પણ જાહેરાતો વધી પડી છે. બૅન્કો વધી પડી છે; કારણ, માણસો પાસે નોટો વધી પડી છે. જો રૂપિયા કે ગિનિઓ હોત તો લોકો જમીનમાં દાટી શકત અને તેને લીધે છે તેટલી બૅન્કો પણ વધારે પડત. પણ આ નોટો જે દાટી શકાતી નથી તેને લીધે બૅંકિંગને ઉત્તેજન મળ્યું છે. છતાં કેટલાક ફુગાવો કહી આની સામે વાંધો ઉઠાવે છે, એ કેટલું ખોટું છે? હિંદના લોકો ધન દાટે છે, એવો તેમની સામે આક્ષેપ છે. એટલે હવે એવું ધન તેમને મળ્યું છે, જે દાટવાથી ધન જ રહેતું નથી, પણ ધૂળ થઈ જાય છે. આ પ્રમાણે જેને માટે ઇંગ્રેજી પદ્ધતિના અર્થશાસ્ત્રીઓ વર્ષોથી મહેનત કરતા હતા, તે ધનને બૅન્કોમાં મૂકવાની ટેવ આપણા લોકોને આમ સહેજે પડી ગઈ, એ જાણવાનું તો જાહેર ખબરથી જ મળે છે ને? આપણે સાંજે કયા સિનેમામાં જવું, અને સવારમાં ચા કઈ પીવી તે પણ જાહેરાતો જણાવે છે. વળી ચાની સાથે ખાવામાં આપણને જે બિસ્કિટ માટે ઘણો પ્રેમ છે, અને જેના વિયોગથી ૪૦ કરોડ ભારતવાસીઓ સુકાઈ જાય છે તે માનીતા વિદેશી બીસ્કિટો લડાઈ બંધ થતાં જ ફરીથી આવવા લાગશે, એ જાહેર ખબર કેટલી બધી આશ્વાસન આપનારી છે? આ જાહેરાત વાંચીને મને તો અત્યારના સળગતા પ્રશ્નનો ઉત્તર મળી ગયો. લોકો ઘઉં, બાજરી, ચોખા વગેરે માટે પોકારો પાડે છે; તેમને

જવાબ આપવાની ફરજ, જો મારે માથે આવી પડે તો, મારી પાસે તો જવાબ તૈયાર છે.

'શા માટે ફોકટ બૂમો મારો છો? એ તમારા ઘઉંબાજરામાં ખાવા જેવું શું છે? ખાજો ને બિસ્કીટ ને કેક! માત્ર લડાઈ પૂરી થવા દો. પછી જુઓ, સ્ટીમરોની સ્ટીમરો ભરાઈને આવે છે કે નહિ?' વળી અનાજની તંગીનું કારણ પણ આમાંથી મળી આવે છે. પરદેશથી બિસ્કિટ આવતાં બંધ થયાં છે, એટલે તંગી પડે જ ને?

જાહેરાતો આમ સર્વદા કામધેનુ છે, એ તો સહેલાઈથી સમજી શકાય તેવી વાત છે; પણ, જાહેરાતો સમાચારની પુરવણી જેવી છે, એ સમજવવાની જરૂર લાગે છે કલકત્તાના બોમ્બમારાના સમાચાર વાંચી આપણા મનમાં જે અનેક વિચારો ઉત્પન્ન થવાના. તેમાં સ્વરક્ષણનો વિચાર સૌથી ઉપર હશે એવું માનસશાસ્ત્રનું અસામાન્ય જ્ઞાન જાહેર ખબર આપનારાઓ ધરાવે છે. તેથી ઉપર કહેલા સમાચાર જેમાં છપાયેલા હોય છે તેમાં જ કોઈ જાહેરાતનો કલાવિદ્ આવી પુરવણી પ્રસિદ્ધિ માટે મોકલે છે: "રંગૂનના બોમ્બમારા વખતે હું બિલકુલ ગભરાયો નહોતો. કારણ? મેં 'મંગલ–માદળિયું' પહેર્યું હતું." હવે તમારો અમદાવાદ, સૂરત કે કોઈ નાનામાં નાના ગામડામાં પણ બોમ્બમારાથી બચાવ થઈ ગયો માનવો. છતાં તમારે એ. આર. પી. ના ઉત્સાહી કાર્યકર્તાથી ડરવાનું રહ્યું ખરું! તેઓ તો તમને કદાચ દીવાઢાંકણ, રેતીના થેલા, પાણીની બાલદીઓ, રક્ષણભોંયરાં વગેરે માટે આગ્રહ કરશે. પણ તમારે તેમને આ જાહેરાત વંચાવી દેવી. માત્ર બે રૂપિયામાં મળતું માદળિયું સંપૂર્ણ બચાવ કરતું હોય તો પછી આ બધી ખટપટ અને ખર્ચ શા માટે? આ કરકસરના જમાનામાં મને લાગે છે કે, જો વ્યવસ્થિત રીતે પ્રયાસ થાય તો આથી પ્રજાને ઘણો લાભ થવાનો સંભવ છે. સરકાર અને એ. આર. પી. ઉપર યોગ્ય દબાણ લાવવા 'માદળિયા–મંડળ' કાઢવામાં આવે તો ઘણો

લાભ થાય. આ 'માદળિયા મંડળ' ના સભ્યોને ઉત્પાદકો સાથે ગોઠવણ કરી તેમની ખરીદી ઉપર વટાવ પણ અપાવી શકાય. અરે, વેચાણ ઉપર વટાવ ઠરાવી મંડળના મંત્રીઓ પણ સારો નફો તારવી શકે, અને આ રીતે પરમાર્થની સાથે સ્વાર્થ સાધી શકે.

પણ જાહેરાત વિષે આટલું બધું લખ્યા છતાં હજુ હું 'વાંચન વિભાગ' વિષે કાંઈ જ કહેતો નથી. તેથી બીજાને તો ઠીક પણ કદાચ અમારા તંત્રી મહાશયને* માઠું લાગે. તો હવે તે વિષે.

વાંચનમાં મને સૌથી વધારે અગ્રલેખ ગમે છે. હું પણ દુનિયાના અન્ય માણસો જેવો એક બાબતમાં છું કે, મને શીખામણ આપવી ગમે છે, લેવી નહિ. એટલું જ નહિ પણ મારી માન્યતાઓની વિરુદ્ધનું કાંઈ પણ વાંચવું મને ગમતું નથી. હવે મુશ્કેલી એ છે કે, મારી માન્યતા બદલાયા કરે છે; કારણ કે, હું પ્રગતિશીલ છું. એટલે આજે એક અભિપ્રાય જાણીને મને એમ લાગે છે કે, અત્યારની મોંઘવારીનું કારણ ફુગાવો છે; ત્યારે કાલે સર ચુનીલાલ મહેતા જેવાનો અભિપ્રાય વાંચી મને લાગે છે કે, તેનું કારણ ફુગાવો નથી; પણ ત્રીજે દિવસે શ્રી. સરકારનો મત વાંચી મને શંકા થાય છે કે, મોંઘવારીનું કારણ ફુગાવો હોય પણ ખરું અને ન પણ હોય. કેટલેક અંશે હોય અને મોટે ભાગે ન હોય; અથવા, મોટે ભાગે હોય પણ થોડે ભાગે ન હોય. આવા અનેક પ્રસંગો રોજ ને રોજ બને છે તે સર્વ સમયે મારા તંત્રી મને ઘણી મદદ કરે છે. મોટા જોશીઓને સિદ્ધ હોય છે તેવી કળા અમારા તંત્રીને હાથ છે. તેમની ભવિષ્ય વાણી હંમેશાં સાચી જ પડે છે, તો પછી વર્તમાન વિચારની તો વાત જ શી કરવી? કદાચ નમૂના વિના તમને આ નહિ સમજાય.

*અગાઉ આ લેખ સુપ્રસિદ્ધ માસિક 'રેખા'માં પ્રગટ થયો હતો, એ હકીકત અહીં ધ્યાનમાં લેવી જરૂરી છે.

'રૂપિયાની રામાયણનો રસિક રકાસ હજુ તો રઝળે છે. ત્યાં વળી ઘઉંનો ગોટાળો ઘણું ઘણું ગભરાવે છે. પણ ગગનના ગુંબજમાંથી ગેબસ્વરે ગુંગળામણને મીટાવનારો મહામંત્ર મળશે જ મળશે. મોંઘાનાઓ મગતરા બને, તોપ અને તલવારોની તડાતડી તડૂકે, પણ ચમરબંધીઓના ચમત્કારાભર્યા ચળકાટ ચરેરાટી જ ઉપજાવશે. राजा कालस्य कारणम्. કિંકર્તવ્યમૂઢ જનતાને અમારી રાહબરી છે કે, રામરાજ્યમાં રળી ખાવ.'

હવે આમાં ખૂબી એ છે કે, આ તો સમુદ્રના જળ જેવું છે. તેમાંથી કોઈ પક્ષી ચાંચ ભરે તો કોઈ માનવી ઘડો ભરે. ત્યારે વાદળાં વળી વરસાદનાં ઝાપટે ઝાપટાની સામગ્રી ઉસરડે. સૌ પોતપોતાની મતિ પ્રમાણે ગ્રહણ કરે. અને આ, જે દૃષ્ટાંત મેં આપ્યું તેમાં, તમે ભૂલ નહિ કાઢી શકો. કારણ, તે પણ અમારા તંત્રીનું જ આપેલું છે. તમે કહેશો સમુદ્રનું પાણી પક્ષી પીએ નહિ, પણ ખારા સમુદ્રમાં યે મીઠી વીરડી હોય છે ને ? અહીં પક્ષી પરત્વે એ જ અભિપ્રેત છે. વળી ઉપરના ઉતારાઓનો રમ્ય રણકાર સુણ્યો ? એક ચર્ચાપત્રીએ એક વખત તેની પ્રશંસા કરતાં લખ્યું હતું : આપના અગ્રલેખો વાંચી મને મારી હાલરડાં ગાતી માતા યાદ આવે છે.' અને હું પણ સ્વાનુભવથી કહી શકું છું કે, અમારા છાપાના અગ્રલેખો વાંચતાં અમને મીઠી ઊંઘ આવી જાય છે.

પ્રિયવાંચક ! તને પણ આ વાંચતાં એવો અનુભવ નથી થતો ? ત્યારે હવે બંધ કરવું જ રહ્યું, જો કે કલમ તો કાગળ પર કરવતની માફક કાર્ય કર્યે જ જવા કરગરી રહી છે કે......

# કાંઈ ન કરવા વિષે

'રેખા'* માં મેં શા માટે લેખ ન લખ્યો, એ શોધી કાઢવા માટે તેના તંત્રીએ જે શ્રમ લીધો તેથી મારે ન છૂટકે આ લખવું પડે છે.

એક માણસ બીજા કામમાં રોકાયો હોય માટે જ એક કામ ન કરે એવી સાધારણ સમજણ છે. 'રેખા' ના તંત્રી પણ આ સમજણથી મુક્ત નથી. તેથી જ હું અમુક કામમાં રોકાયો હતો તેથી 'રેખા' માં લખી ન શકયો, એમ તેમણે લખ્યું છે. પરંતુ સાચી વાત એ છે કે, હું કાંઈ જ કરવા માગતો ન હતો, માટે લખ્યું પણ ન હતું. હું આરામ લેતો ન હતો. આરામ લેવો એ પણ એક કામ જ છે, એમ મને લાગે છે; માટે જ કહું છું કે, હું કાંઈ જ કરતો ન હતો.

અને એમાં શરમાવા જેવું શું છે? દાખલા તરીકે, 'વાણિયણને પડાણુ ઉડાવી ગયો,' 'રસૂલખાંએ ગુલમહમદને છરી હુલાવી,' 'દેડકાની પોળમાં લાગેલી આગ!' વગેરે વગેરે વાતો સવારમાં ઊઠીને ત્રણ પૈસાનું છાપું ખરીદી મેં એક મહિનો ન વાંચી તો મને શું નુકસાન થયું? ખાસ્સો રૂપિયા સવાનો લાભ થયો.

ખરું જોતાં નવરા બેઠેલાઓ નહિ પણ કામ કરનારાઓ જ નખ્ખોદ કાઢે છે. અત્યારે જાપાન અને જર્મનિ આગળ વધે છે, અને બ્રિટિશરો અને ચિનાઓ પાછળ હઠે છે; આવતી કાલે ધારો કે આ પાછળ હઠેલાઓ આગળ ધસી જશે, અને આગળ આવેલા જાપાનીઓ પાછળ હઠી જાપાનમાં ભરાઈ જશે. જર્મનિ આગળ વધ્યું હતું,

*આ લેખ પણ, આગલા લેખની જેમ, 'રેખા' માસિકમાં પ્રગટ થયો હતો.

અને રશિયા પાછું હઠતું હતું; હવે, રશિયા ધીમે ધીમે આગળ વધે છે, અને જર્મનિ પાછું હઠે છે. એમ છેવટે જર્મનિ પોતાની હદમાં જ સમાઈ જાય પછી શું? પછી સંધિ થાય. અને દરેક જૂની સંધિ નવા વિગ્રહનું કારણ બને છે. એમ ઘટમાળ ચાલ્યા કરે.

૧૯૧૪ માં અરધી દુનિયા કામે લાગી ગઈ હતી. એ [War to end war] 'યુદ્ધનો અંત લાવનાર યુદ્ધ' હતું, પણ છેવટે થઈ વર્સેલ્સની સંધિ, જેણે આખી દુનિયામાં યુદ્ધની આગ લગાડી. આને બદલે એ સર્વ મહારથીઓએ અને અતિરથીઓએ, અરે, મહાવિમાનીઓએ અને અતિવિમાનીઓએ, કાંઈ જ ન કર્યું હોત, તો અત્યારે પણ તેમને કાંઈ જ કરવું પડત નહિ. આ સત્ય, જેનું હું પ્રતિપાદન કરું છું, તેનો જ પ્રચાર અત્યારે યુદ્ધને અંગે કરવામાં આવે છે. 'ઓછી મુસાફરી કરો,' 'ઓછું ખાવ,' 'ઓછા કાગળ વાપરો,' 'ઓછાં કપડાં પહેરો' એમ સર્વ ઓછું કરવાની ભલામણ અત્યારે કરવામાં આવે છે. મારી પણ એ જ સલાહ છે કે, બિલકુલ કાગળ વાપરો નહિ: વાંચો નહિ, લખો નહિ, બસમાં પણ બેસો નહિ, તમારી મુસાફરીને ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે એટલી સીમામાં જ મર્યાદિત કરો.

'કેમ શું કરો છો?'

"'લેડી ચેટર્લિઝ લવર' વાંચું છું."

'મારાં કાવ્યોનો સંગ્રહ છપાવવા માટે મદદ શોધી રહ્યો છું.'

આવા વાંચનલેખનના કરતાં 'આળસુ બેસી રહો' નો આદર્શ કઈ રીતે ખોટો છે.?

પ્રેમની નવલકથાઓ વાંચી મનને ઉશ્કેરવું, વળી એને શાન્ત કરવા સિનેમા જોવાં, એમ કરતાં શેષ વધે તો પ્રણયકાવ્યો રચવાં, અને પછી એ કાવ્યોને સામયિકોમાં છપાવવા માટે તંત્રીઓની અને

પુસ્તકરૂપે છપાવવા માટે રાજામહારાજા, ધર્માદા સંસ્થા કે પ્રકાશકની ગરજ ભોગવવી, એ બધાનાં કરતાં આકાશમાં ખેંચાએલ ઇંદ્રધનુ સામે જોઈ રહેવું કે ચિદાત્માની સંજ્ઞા કુદરતના ખોળે આળોટવું એ શું ખોટું? 'દોઢ ડાહ્યાઓએ રચેલી આ સૃષ્ટિમાં ડાહ્યાઓ માટે તો તેનો નાશ કરવો એ એક જ કામ છે. માથા ઉપર ઊભા રહી જગતનું નિરીક્ષણ કરનાર બર્નાર્ડ શૉનું આ વાક્ય લાગે છે તો મજાનું, પણ તેમાં પ્રશ્ન એ થાય છે કે, આપણને ડાહ્યા કહ્યા કોણે? આપણા પુરોગામીઓને આપણે દોઢ ડાહ્યા ધારીએ છીએ, તો આપણા અનુગામીઓ આપણને કેમ એ જ સંજ્ઞાથી નહિ નવાજે? તો પછી તેમના માથે આપણે જેનો નાશ કર્યો હશે તેનું ફરીથી સર્જન કરવાની ફરજ આવી પડશે ને? માટે જ હું કહું છું કે, ખરા ડાહ્યા તો તે જ કે જે કાંઈ જ કરતા નથી. કારણ, પોતાની પછી આવનારાઓ માટે તેઓ ખુલ્લું ક્ષેત્ર તો રાખે છે ને?

આપણા દેશમાં જ જુઓ ને? નર્મદાશંકરે પહેલાં સુધારાનું કામ શરૂ કર્યું. "યાહોમ કરીને પડો ફતેહ છે આગે" કહીને તેણે વિધવા-વિવાહ, જ્ઞાતિઉચ્છેદ, ખાદ્યાખાદ્ય વગેરે બાબતોમાં ઘણાં ભાષણો, અનેક કાવ્યો અને કેટલુંક કાર્ય કર્યું. પછીથી તેને પોતાને જ સમજાયું કે "ભૂલ્યા રે ભાઈ ભૂલ્યા." એટલે પોતે જે કાંઈ કર્યું હતું, તેની વિરુદ્ધ જ તેણે પ્રયાસો આદર્યા. દલપતરામ પહેલેથી 'ધીરે ધીરે સુધારાનો સાર' સમજ્યા હતા, એટલે તેમને બહુ પાછા હઠવા જેવું ન હતું. પણ સૌથી સારી સ્થિતિ તો તે સજ્જનોની હતી, જેમને સુધારાનો વા વાયો જ ન હતો. કેટલાક ઉત્સાહી મુસાફરો અતિશ્રમ લઈ આખા જગતનો પ્રવાસ કરે છે. કોઈ વધારે ઉત્સાહી જનો એક કરતાં વધારે વખત પણ આ સાહસ ખેડે છે. પણ એ બધાનાં કરતાં વધારે પ્રશંસનીય તો આપણે સર્વ છીએ જે આપણી જગાએથી બિલકુલ હાલ્યા ચાલ્યા વિના દરેક ચોવીસ કલાકે, પૃથ્વીની ગતિની સાથે સાથે

જ, અનંત અવકાશમાં પરિભ્રમણ કરી, પરકમ્મા કરીએ છીએ, અને આ પરકમ્માની સાથે જ આપણે સૂર્યની આસપાસ પરિભ્રમણ પણ કરીએ છીએ. બિલકુલ ન હાલ્યા ચાલ્યા દેખાતા આપણે જે પ્રવાસ કરીએ છીએ તે કોઈ પણ જગતપ્રવાસીને યે શરમાવે તેવો છે.

ઉપર જે સામાજિક જીવનની વાત આવી તે રાજકીય જીવનને પણ લાગુ પડે છે. પહેલાં સ્વદેશી કાપડ એટલે મિલનું કાપડ એમ મનાતું, પછી તેનો અર્થ ખાદી એવો થયો, હવે વળી નવમતવાદીઓ મિલ તરફ વળ્યા છે. તે જ પ્રમાણે હિંસા, અહિંસાનું ચક્ર પણ ફરતું દેખાય છે. ખરી વાત એ છે કે, જેમ પૃથ્વી ગોળ છે, એટલે પછી આપણે ફરવાની જરૂર નથી. તે જ પ્રમાણે જગત પણ ગોળ અને ફરતું છે ઇતિહાસની પુનરાવૃત્તિ થયા જ કરે છે, માટે આપણે તો માત્ર વિરામાસનવાળી બેસી રહેવું પણ સમજવું, અને ખાસ કરીને તો સમજાવવું કે 'જેઓ ધીરજ રાખીને ઊભા રહે છે, તેઓ પણ ઉપયોગી કામ જ કરે છે.' [They also serve, who stand and wait.]

કામ કરનારના કરતાં ઊભા રહેનારનું મહત્ત્વ વધારે છે, એનો એક તાજો જ દાખલો આ રહ્યો. કોંગ્રેસે કામ કર્યું, અસહકાર કરી (નોકરીઓ અને વકીલાત ગુમાવી, સત્યાગ્રહ કરી,) જેલ ભોગવીને દંડ ભર્યા, એમ તેના અનુયાયીઓએ ઘણું કર્યું; પણ, મુસ્લીમ લીગે જોયા કર્યું. હજુ પણ તેના નેતા મી. ઝીન્હા જોયા જ કરે છે. અને પોતાનું મહત્ત્વ સમજાવ્યા કરે છે. આ મહત્ત્વ ધીરે ધીરે સરકારને સમજાવ્યું, સર સ્ટૅફર્ડ ક્રિપ્સને સમજાવ્યું, અને હવે કોંગ્રેસના જ મહામુત્સદ્દી શ્રી. રાજાજીને પણ સમજાયું છે. આપણામાં કહેવત છે કે, 'દોડે તે થાકે.' શ્રી. રાજાજી કોંગ્રેસની સાથે દોડ્યા, અને થાકયા, હવે જે આ દોડધામમાં જોડાઈ જ નથી પણ શાન્ત રીતે બેસીને જોયા જ કરે છે તે લીગનું મહત્ત્વ તેમને સમજાયું છે.

'કાંઈ જ ન કરવું" એ મહાન સત્ય સમજાવવા માટે મેં આટલું બધું લેખનકાર્ય તો કરી નાખ્યું. પરંતુ 'રેખા' ના તંત્રીશ્રી અને વાંચકો 'નિવૃત્તિ'નો મહિમા સમજે અને મારે ફરીથી મારી નિવૃત્તિમાં ભંગ પાડવો ન પડે તો તો આ શ્રમ સાર્થક જ છે.



# ધર્માદાનો વહીવટ

**ખેતી કરે તો ખાડો પડે, ને વેપાર કરે એને વીતે,**
**અખો ભગત ઢોલ વગાડી કે' છે કે,**
**ધર્માદાનો વહીવટ કરે ઈ જીતે.**

**શ્રી.** ઉમાશંકર જોશીએ અખા ઉપર આવડી મોટી ચોપડી* લખી, પણ તેમાં ક્યાં ય આ પંક્તિઓનો ઉલ્લેખ નથી. તેમની પહેલાના વિવેચકોમાં તથા અખાની છપાએલી કૃતિઓમાં પણ આવી સુંદર પંક્તિઓ કે તેના વિષે ઉલ્લેખ સરખો પણ નથી, એટલે આ અણખેડાયેલા ખેતરમાં હું આયાસ આદરું છું, એમ હું એક બીજું કામ પણ સાથે સાથે કરું છું. સરકાર કહે છે કે, વધારે અનાજ વાવો. અનાજ નહિ તો શાક વાવો. પણ આ બન્ને વાવેતરમાં બી જોઈએ તેની કે ખેતીનાં જાનવરો જોઈએ તેની જોગવાઈ તો આપણે જાતે જ કરી લેવાની છે. હવે બળદના ભાવ જ્યાં પાંચ સાતગણા થયા, કારણ ઢોરોની કતલ વધી ગઈ છે, ત્યાં ઘણી સામાન્ય રીતે ખેડાતી જમીન પણ અણખેડાએલી પડી રહેવાનો ભય ઊભો થયો છે. એવે સમયે અણખેડાએલી ધરતી ઉપરનું આ ખેડાણ પ્રશસ્ય જ ગણાવું ઘટે ને? આ ધરતી અને આ ખેડાણ પ્રતીકરૂપે છે, એમ કદાચ કોઈ વાંધો ઉઠાવશે; પણ, તેનો મને ભય નથી. 'વધારે અનાજ ઉગાડો' એવું કાગળ ઉપર છપાવી કાગળ ઉપર જ ઉગેલા અનાજનાં રંગબેરંગી સુંદર ચિત્રો કાઢી ચોડવામાં આવે છે, એવું મેં ઘણું ઘણું જોયું છે, તો હું પણ એવું થોડું કાગળ પરની ખેતીનું કામ કરી કૃતકૃત્ય કેમ ન થાઉં?

---

*અખો, એક અધ્યયન [ગુ. વ. સો. પ્રકાશિત.]

શરૂઆતમાં જ એક મહાન પ્રશ્ન ઊભો થાય છે. અને એ એટલો બધો મહત્ત્વનો છે કે તેનો યોગ્ય નિવેડો લાવ્યા પહેલાં આગળ વધી શકાય જ નહિ, અને તે છે 'ઈ' ! આ શબ્દ કાઠિયાવાડી પ્રાન્તિક બોલીનો છે. હવે અત્યાર સુધીના સંશોધનો પ્રમાણે અખાને અમદાવાદનો ગણવામાં આવે છે તો આ નાનો એવો 'ઈ' ત્રણ મુદ્દાઓ ઊભા કરે છે.

(૧) અખો અમદાવાદનો હતો, એ પ્રચલિત માન્યતા સ્વીકારીએ તો એમાં પણ સ્વીકારવું જોઈએ કે, એક વખતે અમદાવાદ સુધી કાઠિયાવાડની હદ હતી. એટલું જ નહિ પણ અમદાવાદ ખુદ કાઠિયાવાડનો ભાગ હતું. આ માન્યતા સ્વીકારવામાં મને બે કારણો દેખાય છે:

(अ) તેથી અખો અમદાવાદનો રહીશ હતો, એ પ્રચલિત માન્યતા અખંડિત રહે છે.

(ब) અમદાવાદના રહીશો કાઠિયાવાડીઓને બહારના ગણે છે, જાણે પોતાનાથી જુદા હોય તેવા ગણે છે, પણ જો આ માન્યતા સ્વીકારવામાં આવે તો બધા જ અમદાવાદીઓ કાઠિયાવાડી છે, એમ નક્કી થતાં આ ઝગડો પતી જાય છે.

એટલે, શાન્તિ અને વ્યવસ્થાની દૃષ્ટિથી જોતાં આ માન્યતા જ ખરી છે, એમ માનવા હું લલચાઉં છું.

(૨) અખો અમદાવાદનો નહિ પણ કાઠિયાવાડનો વતની હતો, અને પછી વખાનો માર્યો તે અમદાવાદમાં રહેવા આવ્યો હતો આ માન્યતાની તરફેણમાં પણ બે કારણો દેખાય છે:

(अ) 'વખા' અને 'અખા' નો પ્રાસ મળે છે.

(ब) ઘણા કાઠિયાવાડીઓ અમદાવાદમાં આવી ઘરબાર કરીને રહે છે, એ હકીકત છે.

હવે ત્રીજો મુદ્દો જોઈએ,

(૩) અખો એક ન હતો, પણ બે અખા હતા: એક અમદાવાદનો અને બીજો કાઠિયાવાડનો. અમદાવાદના અખાનાં અનેક કાવ્યો જડી આવ્યાં છે, પણ કાઠિયાવાડના અખાની કૃતિઓ હજુ સુધી અંધારામાં જ રહી છે, સિવાય કે ઉપર આપી છે એ અમૂલ્ય કૃતિ.

આ મુદ્દાની તરફેણમાં એક જ કારણ છે, પણ તે એવું બળવાન છે કે તેને અનેક ગણવું પડે.

અખો નામનો એક સમર્થ કવિ કાઠિયાવાડમાં થઈ ગયો છે, એમ સ્વીકારવાથી આપણા સાહિત્યને ઘણો લાભ થાય તેમ છે. વલ્લભ એક જ હતો એમ પ્રથમ મનાતું હતું, પણ પછી અમદાવાદના વલ્લભ મેવાડા ઉપરાન્ત વડોદરાનો પ્રેમાનંદસુત વલ્લભ પણ, વડોદરાવાસીઓએ શોધી કાઢ્યો તેમાં બીજાઓએ મદદ કરી, પણ તેનો જશ અને લાભ તો વડોદરાને જ મળ્યો. આને પરિણામે અનેક આખ્યાનો શોધાયાં; અને પ્રેમાનંદ, શામળ વગેરેના જીવનકવન ઉપર પણ ઘણો પ્રકાશ પથરાયો. વળી તેથી લેખકોને, છાપખાનાવાળાઓને, બુકસેલરોને વગેરે ધંધાદારીઓને ધંધો મળ્યો અને અધ્યાપકો, વિદ્યાર્થીઓ, પરીક્ષકો વગેરેને કામ મળ્યું. એટલે હું તો આ માન્યતા જ સ્વીકારવાનો વિદ્વાનોને આગ્રહ કરું છું, અને આ બીજા અખાને અને તેની કૃતિઓને ગમે તેમ કરીને, ગમે તે ભોગે, પ્રકટાવવા કામે લાગી જવાની વિનંતી કરું છું. પી. એચ. ડી., ડી. લિટ્. વગેરે નવી પદવીઓ હાથમાં લઈ કોઈ સ્વર્ગીય અપ્સરા ફૂલની માળાઓ હાથમાં ધરીને ઊભી હોય તેવી યુનિવર્સિટીસુંદરી વાટ્ય જોતી ઊભી છે. પદવીવાંચ્છુઓનું તેની પ્રતિ ધ્યાન દોરી હું આ પ્રાથમિક મુદ્દાઓ સમાપ્ત કરીશ, અને મથાળે મૂકેલ કાવ્યનો રસાસ્વાદ કરાવવાનો પ્રયાસ કરીશ.

કાવ્યનો વિષય ઘણો ભવ્ય છે. લોકો શા માટે ધર્માદાનો વહીવટ કરવા તત્પર થાય છે, તે ટૂંકામાં સમજાવવાનો તેમાં યત્ન છે. આપણી આસપાસ નજર કરીશું તો આપણને તેનું સત્ય સમજાશે. જ્ઞાતિઓ,

ચોરાઓ, મેળો અને પરબડીઓના પંચો તથા જાહેરસંસ્થાઓના વહીવટકર્તાઓ ઉપર કવિએ તેમાં વેધક કટાક્ષ ફેંક્યો છે. ખેતી, વેપાર વગેરે ધંધાઓના જેવો જ આ પણ ધંધો છે, પણ તેમાં ફેર એ છે કે, તેમાં એક દેખણહારા દાઝે છે, અને માંહે પડ્યા તે મહાસુખ પામે છે; કારણ, તેમને કદી ખોટ આવવાનો સંભવ જ નથી. ફંડોનો વહીવટ, તેની હેરવણીફેરવણી, સંસ્થા અંગેની કામગીરી વગેરે વગેરે બાબતોમાં કેટલીક વખત ક્યાંઈ ક્યાંઈક જે ન ઇચ્છવા યોગ્ય વિગતો બને છે તેનો અહીં આડકતરો ઉલ્લેખ છે. કવિને ટૂંકામાં જ લખવાનું હોવાથી તેમણે એક ગૌણ બાબત તરફ ધ્યાન આપ્યું નથી, તેથી અમે ટીકાકાર તરીકે ઉમેરવાની રજા લઈએ છીએ કે, બધી ધર્માદા સંસ્થાઓમાં આ પ્રનાણે બનતું નથી. કેટલાક માન આપવા લાયક અપવાદો પણ મળી આવે છે.

ઉપર દર્શાવી તેવી અતિવ્યાપ્તિ, ઉપરાન્ત આ કૃતિની છંદરચનાનો પણ તેના ચર્ચાસ્પદ મુદ્દાઓમાં સમાવેશ કરી શકાય. કારણ, અખાનો છપ્પો સામાન્ય રીતે છ ચરણની ચોપાઈ છે. પણ તેની ચર્ચા અહીં કરવી અયોગ્ય છે. કારણ, શરૂઆતમા ગણાવેલા ત્રણ મહાન મુદ્દાઓના નિર્ણયની સાથે જ તે અવિભાજ્ય રીતે સંકળાએલ છે, એટલે તેની સાથે જ આનો નિર્ણય પણ આપોઆપ આવી જશે. એટલે, અંતમાં, મારા હાથમાં આવેલી, આવી જ એક બીજી કૃતિ તુલનાત્મક અભ્યાસ માટે આપી, હું મારો લઘુ અભ્યાસલેખ પૂર્ણ કરીશ. આ બીજી કૃતિ વિષે હું કાંઈ જ ચર્ચા કરવા માગતો નથી, પણ તેના કારણમાં એક વાર્તા જ કહું તો ચાલશે ને ?

એક અધ્યાપક હતા. તેમના ભાગ્યે એક કૉલેજના એક વર્ગમાં શાકુન્તલ નાટક શીખવવાનું આવ્યું. વર્ષના અંતે તેમણે એક જ અંક શીખવ્યો, પણ તે પૂરો કરતાં તેમણે કહ્યું :

'આજ પ્રમાણે તમે બાકીના અંકો વાંચી જજો. પછી એ જ

રીતે કાલિદાસનાં સર્વ નાટકો પણ તમે વાંચી શકશો. અને એ જ ચાવીથી તમે સર્વ સંસ્કૃત નાટકો જ નહિ, પણ જગતનાં સર્વ નાટકો, અને નાટકો જ શા માટે સર્વ સાહિત્ય સમજી શકશો. મેં તો તમને ચાવી આપી દીધી.' તે જ પ્રમાણે નીચેનું કાવ્ય ભોજાનું છે કે કોઈ બીજાનું વગેરે ચર્ચા વાંચકો કરી લેશે. એ જ અંતિમ વિનંતિ.

*

## * ચાબખો *

'બેચાર ચોપડી વાંચી કરીને લખવા માંડ્યા લેખું,
સો આંધળા જ્યાં ભેળા થીયા ત્યાં કાણિયો મારે મેખું;
જોઈ લ્યો મં.રેશરી ચેલા, મલકના લોકું કર્યા ઘેલા,
ખંભે પહેડી, બગલમાં થેલી ને ઊંધ્રાડાં મેલ્યાં છે માથાં,
કાઢ્યું ચોપનિયું ને મૂકી મરજાદા, પછી ગાળ્યુંનાં બાંધ્યાં છે ભાથાં,
જોઈ લ્યો સાહિત્ય સેવા કરનારા, લખમી કીરતીના વરનારા.
બોર્ડીંગ કાઢે, કરે ગૌરખશા કે અનાથઆશરમ હાંકે,
પરમારથનાં પૂંછડાં ઈ વલખાં મારે છે પેટને વાંકે,
છતવા, શું વળશે આ ટકે ? આભ જ્યાં હાલ્યું લીરે ને ફાંકે.

# રેડિયો

અત્યારની સંસ્કૃતિનું રેડિયો એક મહાન સાધન છે. તેની મદદથી હિટ્લર, મુસોલીની, ચર્ચીલ અને ટોજો જેવા મહારથીઓ એક બીજાને ગાળો દઈ શકે છે. અને ખૂબી એ છે કે, ગાળાગાળીમાંથી સામાન્ય રીતે ક્યાક્ચી અને દંડાદંડી પરિણમે છે, તેવી ભીતિ આ પ્રયોગમાં બિલકુલ નથી. વિજ્ઞાનનો આ કેટલો મહાન વિજય ગણાય !

રેડિયોમાંથી અત્યારે અવાજ જ સંભળાય છે, પણ થોડા સમયમાં તેમાં બોલનારનું મુખ, અથવા આખું જ શરીર દેખાશે. આવી સગવડ ટેલીવીઝન આપશે, પણ એને હું નિર્ભેળ આશીર્વાદ માની શકતો નથી. જાનો, બેગમો અને બાઈઓના ગળાની મોહકતા હું અત્યારે સંપૂર્ણ સ્વસ્થતાથી માણી શકું છું. માત્ર કલ્પના કરું છું કે કેવી હશે તેમના ચહેરાની ઝલક ! પણ પછી સુંદર અવાજ સંભળાય અને ચહેરો જોવાની સગવડ હોવાથી મારા યંત્રમાં હું જોવા જાઉં, અને મને નાની નાની દાઢી અને ઝીણી ઝીણી મુછો પણ ફૂટી હોય તેવું, જાડું ભયંકર ફૂલેલા ગળાવાળું મનુષ્ય દેખાય તો ? એટલે મને તો એમજ લાગે છે કે, જેમ કોયલ છૂપી રહી વૃક્ષ ઘટામાંથી ટહુકે છે તેમ આ માનવકોકિલાઓ પણ અદૃશ્ય રહીને ગાય એમાં જ મજા છે ?

રેડિયોમાંથી અત્યારે અવાજ સંભળાય છે, અને કાંઈ દેખાતું નથી, એમ ઉપર કહ્યું. તેનો અર્થ એવો નથી કે, એમાંથી બીજું કાંઈ પણ નથી જાણી શકાતું. દાખલા તરીકે, મને તેમાંથી અવાજની સાથે સાથે જ વાસ પણ વારંવાર આવતી લાગે છે. ખાસ કરીને

કેટલાક 'ખાં' સાહેબોના અવાજની સાથે જ મને લસણ અને કાંદાની તીવ્ર ભયાનક વાસ આવે છે. તેમાં હીંગ, મરચું, આંબલી અને ખોરું તેલ પણ ભળેલું હોય એમ લાગે છે, નહિ તો તેમાં આટલી બધી કર્કશતા, ખોખરાપણું અને જાડાપણું કેવી રીતે સંભવી શકે?

રેડિયોના ભાષણકર્તાઓનું એક લક્ષણ મને ઘણું ગમે છે. એમને આપણે ગમે ત્યારે વિદાય આપી શકીએ છીએ. માત્ર જરા કાંટો ફેરવ્યો અથવા ચાંપ બંધ કરી કે ખલાસ. ગમે તેવડા મોટા વક્તાનું મોં પણ બંધ થઈ જાય. પણ જાહેરભાષણમાં તો ન ગમે તો આપણે પોતે સભાગૃહ છોડી ચાલ્યા જવું પડે છે. પરંતુ રેડિયોના એક પ્રકારના ભાષણકર્તાઓ મને વધારે ચીકણા લાગે છે. 'દીલ્હી, લખનૌ, લાહોર, બમ્બઈ, ઔર પેશાવરસે એક સાથ' બોલી રહેલા વ્યાખ્યાતાઓમાં માત્ર કાંટો ફેરવવાથી કાંઈ વળતું નથી. એક બાદશાહને એક અમીર પત્નીએ જમવા બોલાવ્યો. જમણમાં જાતજાતની રકાબી-ઓમાં એક પછી એક ખાણાના પદાર્થો આવ્યે જાય, દરેક પીરસ-નારનો પોશાક અને રકાબીની શોભા જુદી જ હતી. પણ બધામાં માત્ર મરઘીની જ બનાવેલી વાનીઓ 'બેગમ સાહેબ,' બાદશાહે પૂછ્યું, 'આપની જાગીરમાં માત્ર મુરઘીઓ જ થાય છે? આનો અર્થ શો છે?' 'જહાંપનાહ,' બેગમે જવાબ આપ્યો, 'હું એમ કહેવા માગું છું કે પોશાક, આભૂષણ, દેહ વગેરે ભલે જુદા લાગે, પણ સ્ત્રીઓ આવી એક સરખી જ છે.'

અમીરપત્નીના વર્તનનો ખુલાસો વાર્તામાં જ સ્પષ્ટ રીતે આવી જાય છે. અનેક બેગમોવાળા તે બાદશાહની અન્ય સ્ત્રીઓ પાછળ ભટકવાની કુટેવ ઉપર કટાક્ષ કરવા ઇચ્છતી હતી. ત્યારે આપણા હિંદી રેડિયોના આ 'એક સાથ બોલ' રહેવાના વર્તનનો ખુલાસો શો હશે? તે વિષે કાંઈ જ ખબર ખાતા તરફથી હજુ સુધી બહાર પડેલી મેં સાંભળી નથી, તેથી અનુમાન કરું છું કે, રાત્રે પોણા નવ વાગે હિંદના

દરેક સ્ટેશન ઉપરના સાંભળનારાઓ 'જંગનામા' સાંભળવા માટે એક કાને થઈ રહ્યા હોય છે, અને નવ વાગે 'દખ્ખન પચ્છમ પેસીફીક' વગેરેના જંગી સમાચારો. અહીં જરા પૂછી લઉં કે, આ 'દખ્ખન પચ્છમ' એ તો જાણે south-west, પણ તેને માટે નૈર્ઋત્ય એ શબ્દ ન વપરાય? આપણે ત્યાં તો ખૂણાઓ માટે સ્વતંત્ર નામો છે. પણ કદાચ આ શબ્દ સંસ્કૃત છે, અને તેનો પર્યાય અરબી કે ફારસી શબ્દ હશે નહિ, અથવા હશે તો આપણા આ વિદ્વાન વક્તાઓ તે જાણતા નહિ હોય, અથવા જાણતા હશે તો પણ તે બોલાવામાં તેમને 'દખ્ખન પચ્છમ' ના જેવી લહેજત નહિ આવતી હોય! વારુ, જવા દઈએ એ વાત, અને આગળ ચાલીએ. ત્યારે, આ પ્રમાણે, સવાર, બપોર, સાંજ, રાત એમ અવસરઅવસરના તૈયાર અને તાજા કે તળેલા સમાચારો પ્રજાને આપવાની આપણા રેડિયો-સંચાલનની કદર કરીએ તો પણ એમ ન પૂછી શકાય કે, આ સમાચાર એક સ્ટેશન ઉપરથી આપવામાં આવે, અને બીજા પોતાનો સ્વતંત્ર કાર્યક્રમ ચલાવે તો વધારે સારું નહિ? પ્રશ્નો જ પૂછવા છે તો પછી એક બે બીજા પણ પૂછી લઉં. દિલ્હીમાં એક અને મુંબઈમાં બરાબર દોઢ વાગે ત્યારે અનુક્રમે Lunch hour programmee શરૂ થઈ જાય છે એ અંગ્રેજી સંગીતમાં મારા જેવા અનેક હિંદીઓને માટે કાંઈ જ પ્રયોજન દેખાતું નથી. તો શું થોડાક યુરોપિયનોના લંચ માટે જ આ વાજિંત્રો વાગે છે? 'અરે ભાઈ, જગતભરનાં વાજિંત્રો ત્યારે કોના માટે વાગે છે?' આ પ્રશ્ન કોણ પૂછે છે? ન જાને પણ ત્યારે આ તો બકરું કાઢતાં ઊંટ પેઠું. પ્રશ્નો પૂછતાં પૂછતાં વળી તે સાંભળવાની અને તેના જવાબો આપવાની જવાબદારી આવી પડી ત્યારે હવે રાખું, અને રેડિયો વિષેનું એક કાવ્ય જ આપું તો કેમ? મુંબઈ રેડિયોના સંચાલક કોઈ ગૃહસ્થ હતા તેમનું નામ હું ભૂલી ગયો છું, અને યાદ કરવાની જરૂર જોતો નથી; પણ, એ ગૃહસ્થ એકવાર તેમના એક મદદનીશ ગૂજરાતી ગૃહસ્થ સાથે અમદાવાદ આવ્યા હતા ત્યારે તેમણે

પ્રેમાભાઈ હોલમાં તેમની આ મુલાકાત નિમિત્તે ભરાયેલી એક સભામાં વ્યાખ્યાન કરવાને બદલે એક ગીત જ બનાવીને લલકાર્યું હતું. તે દષ્ટાંત જોઈને મને પણ એક કાવ્ય સ્ફુર્યું હતું. તે આ નીચે આપું છું. ધારું છું કે વાંચકોને તે વાસી નહિ લાગે; કારણ, ચેતન સૃષ્ટિ જેમાં આત્મસુધારણા અને આત્મવિકાસની શક્તિ છે તે સિવાયની સર્વ જડ સૃષ્ટિમાં, સમયથી જીર્ણતા આવે છે એટલી જીર્ણતા સિવાય મુંબઈ રેડિયોમાં બીજો કાંઈ ફેરફાર થયો નથી. તેથી આ જૂની ટીકા તેને વધારે લાગુ પડશે, ઓછી નહિ.

સુણી મુંબઈ આકાશી વાણી,
જાણે પોષ માસનું પાણી,
વૈશાખે કો નહિ સુકાણી,
કે કાસમ ઘાંચીની ઘાણી,
થોડું તેલ—વધારે પાણી.

દિલ્હી મુંબઈ વચ્ચે ફરતી,
બાર વરસથી ચારો ચરતી,
ભરતી ડગલાં ડરતી ડરતી,
સાંજ સમે જીવતી કે મરતી;
પણ પ્રભાતમાં નવદમ ભરતી,
થાળી બજાવી રંજન કરતી.

ભાષણકારો લાવે તાણી,
નાટક ચેટકની ધૂળ ધાણી,
છોડો ગરબા રામ કહાણી,
ફૂટક વકરા કેરી કમાણી.
સુણી મુંબઈ આકાશી વાણી,
નહિ ચોડવે ભગ એ પાણી.

* * *

# મોંઘવારીમાં શું કરશો?

## ૧. નકામાઓને ઉપયોગમાં લેતાં શીખો :

ક. મુસાફરી કરનારાઓની સાથે જ પત્રો મોકલો. તેમાં પરબીડિયાંની પણ જરૂર નથી અને પોસ્ટની ટિકિટોની પણ નહિ એથી કંઈ તેમનો બોજો વધી જશે નહિ.

ખ. પાર્સલોથી અને ભારખાનામાં સામાન મોકલવાને બદલે સંપેતરાં મોકલો. તેથી મજૂરીનું ખર્ચ પણ બચી જશે. સંપેતરાંથી કદી કોઈનો યે બોજો વધતો નથી.

ગ. તમારા પાડોશીએ વાંચી લીધા પછી તેમનાં છાપાંઓ નકામાં છે. તે માગી લાવી વાંચો. અને ખરીદવાનુ બંધ કરો.

ઘ. બસમાં અને રેલ્વેમાં કોઈ માણસ છાપું વાંચતો હોય છે ત્યારે છાપાંની સ્થિતિ પ્રમાણે તેની બાજુનો અથવા પછવાડેનો ભાગ નકામો વંચાયા વિનાનો પડી રહે છે. તેમાં નજર કરી તેને કામનો બનાવો.

## ૨. સાદાઈ કેળવો :

ક. પુરુષોએ તથા બાળકોએ માથે મુંડો કરાવવો. તેથી—

(૧) હજામતના પૈસા ઓછા પડે છે.
(૨) વાળ જલદી ઉગતા નથી.
(૩) તેલનું ખર્ચ ઓછું.
(૪) કાંસકાનું પણ તેમ જ.

ખ. ઘરમાં માત્ર પંચિયું પહેરીને જ બેસો. તેથી—

(૧) કપડું ઓછું વપરાશે. એમાં તો ફાટેલું ધોતિયું પણ ટૂંકું કરીને ચાલે.
(૨) સાબુનું ખર્ચ ઓછું
(૩) ધોવાની મહેનતનું પણ તેમ જ.
(૪) સૂર્યસ્નાન અને વાયુસ્થાનનો લાભ મળી તંદુરસ્તી સુધરશે.

ગ. ચા, કોફી બંધ. એથી ખાંડ, ચા, ઘાસતેલ, કોફી, દૂધ, તપેલી, સ્ટવ, દીવાસળી, પિન, પ્યાલારકાબી, ગળણી, સાંડસી, મહેનત અને છીબાંનો ઉગારો.

ઘ. ચાલી નાખતાં શીખો. તેથી—

(૧) પૈસાનો બચાવ.
(૨) ફરવાની કસરતનો લાભ.
(૩) કોઈ બીજા માટે પણ પૈસા આપવા ન પડે.
(૪) સ્વાધીન વાહન.

### ૩. એક કામમાં બીજું કામ કરો :

ક. તહેવારને દિવસે મિષ્ટાન્ન ન કરો, પણ મિષ્ટાન્ન મળવાના દિવસને તહેવાર ગણો.

ખ. કોઈને મળવા જ જવું હોય તો ચા પીવાના સમયે જાવ.

ગ. તમારે પાડોશીને ત્યાં જવું પડે તેમ હોય તો જમીને તુર્ત જ જાઓ, જેથી મુખવાસનો લાભ મળી શકે.

ઘ. રેડિયો, ગ્રામોફોન, છાપાં વગેરેનો લાભ મળી શકે તેવાં જ રેસ્ટોરાં અને હેર કટીંગ સલુનોનો ઉપયોગ કરો.

### ૪. ભાઈચારો વધારો :

ક. ગાડી કે બસમાં બેઠેલાને પૂછીને વખત જાણી લો. તેથી—

(૧) તમારે ઘડિયાળ ખરીદવાનું, સાચવવાનું, સાજી હોય ત્યાં સુધી ચાવી દેવાનું અને બગડે ત્યારે સુધરાવવાનું ખર્ચ બચશે.

(૨) તમને ઘડિયાળ ન રાખવાના આવા લાભો મળશે તો તેને પણ મફતમાં ઉપયોગી થઈ ઘડિયાળ રાખ્યાનો લાભ મળશે.

ખ. કોઈ પણ વસ્તુની જરૂર પડે ત્યારે તપાસ કરો કે તે પાડોશીને ત્યાંથી કે બીજી રીતે મળી શકે તેમ છે કે નહિ.

(૧) કેટલીક ચીજો એવી હોય છે કે તે કોઈ પાછી માગતું નથી. જેમકે ટાંકણી, ગુંદર, ખાલી પરબીડિયું, દાતણ, કોરો કાગળ.

(૨) કેટલીક ચીજો પાછી આપવાનું ભૂલી જવાય છે.

(૩) ફાઉંટનપેન કદી સાથે રાખવી નહિ, પણ કોઈની માગીને જ વાપરવી, એથી કેટલાક ફાયદા પણ છે જેમકે (ક) ખોવાઈ જવાનો ભય નહિ (ખ) કોઈને આપ્યાથી બગડવાનો ભય નહિ (યાદ કરો 'પુસ્તક' 'લેખિની' વગેરે) (ગ) ઘસારો નહિ (ઘ) શાહીનો બચાવ.

(૪) શેકની કોથળી, બરફની કોથળી, બેડ પેન, બામ, ક્વીનાઈન વગેરે ચીજો માણસો આપવા માટે જ રાખે છે. તે માગવાથી તેના સંગ્રાહકોને સંતોષ આપી શકાય છે. માટે તે માંગો.

## ૫. સહકારની ભાવના અપનાવો :

ક. શાક, દાતણ વગેરે ચીજો કોઈની પાસે મંગાવો. એ રીતે બચાવેલ સમય અને શક્તિનો ઉપયોગ આ મુસ્કેલીના કાળમાં ઘણી

જગાએ કરી શકાશે.

ખ. પાડોશીને ત્યાં દરજી, કલાઈ કરનારો, સુથાર, કડિયો કે એવો કોઈ કારીગર આવ્યો હોય તો સાથે સાથે તમારું નાનકડું કામ કરાવી લો. તેથી અનુક્રમે દોરા, કોલસા, લાકડાંની ચીપો, રેતી વગેરેનો લાભ તમને મફત મળી શકશે.

ગ. રાતે વાંચવાનું પાડોશી કે મિત્રને ત્યાં રાખો.

ઘ. એકલા હો ત્યારે તમારે પાડોશણને પૂરી, ભાખરી, દૂધ ઉનું વગેરે કરવાનું સોંપવું. તેથી બળતણ, વાસણ અને શ્રમનો બચાવ થશે અને સ્ત્રીજાતિ, જેનામાં સ્વાભાવિક રીતે જ સેવાભાવ ઘણો રહેલો હોય છે, તેના સદ્‌ગુણોને પોષ્યો ગણાશે. યાદ કરો (અને જરૂર પડ્યે યાદ કરાવો) માતૃત્વની મૂર્તિ સમાં શરદબાબુનાં સ્ત્રીપાત્રો.

**૬ નવા પ્રયોગો કરો :**

ક. ઘરમાં કોઈ માંદું પડે તેને સંપૂર્ણ ઉપવાસ કરાવો. તેથી—

(૧) રોગ જશે.
(૨) ડૉક્ટર અને દવાનું ખર્ચ બચશે.
(૩) દૂધ, મોસંબી વગેરેનું પણ.
(૪) કુદરતી રીતે અને જાતે જ રોગ મટાડ્યાનો આનંદ લઈ શકાશે.

ખ. દીવાબત્તીનો બહિષ્કાર પોકારો : તેથી—

(૧) વીજળીના ગોળા, ફાનસ, ચીમની, વાટ વગેરેનું ખર્ચ બચશે.
(૨) તેલ અને વીજળીનું બીલ ભરવું નહિ પડે.
(૩) આંખો સુધરશે.
(૪) કુદરતી જીવન ગાળ્યાનો સંતોષ.

ગ. દાઢી રાખો :

(૧) બ્લેડનો બચાવ.
(૨) સાબુનો પણ.
(૩) અને પીંછીનો.
(૪) તથા સમયનો.

ઘ. બને ત્યાં થાળીને બદલે કેળનાં પાંદડાં અને નકામા કાગળના ટુકડાઓનો ઉપયોગ કરો. પરિણામે—

(૧) વાસણનો બચાવ.
(૨) કલાઈ કરાવવાની નહિ.
(૩) માંજવાનું પણ નહિ.
(૪) સૂકાયા પછી બળતણ તરીકે ઉપયોગી.

## ૭. જાહેરાતની કળાનો લાભ લ્યો :

ક. સિનેમા, નાટક, વ્યાખ્યાનો એ સર્વનાં ચોપાનિયાં એકઠાં કરો. કોરી બાજુએ લખો અને તેમ ન હોય તો સૂઝે તેવો ઉપયોગ કરો : જેમકે દેવતા પાડવો, પડીકાં બાંધવાં, થાળી તરીકે વાપરવા, છેવટે રદ્દી તરીકે વેચી દેવા.

ખ. નવી નવી બેંકો, ગૃહમંડળીઓ, કન્ઝ્યુમર્સ સ્ટોર્સ વગેરેના સભાસદ બનવાની અરજી માટેનાં ફોર્મ ભેગાં કરી તેનો સદુપયોગ કરો.

ગ. સંસ્થાઓ, મંડળીઓ, પેઢીઓ વગેરેનાં સૂચિપત્રો, હેવાલો ભેગા કરો. મણના દસ રૂપિયાના ભાવે તો અવશ્ય વેચી શકાશે.

ઘ. માનપત્રો, છાપેલાં વ્યાખ્યાનો, હેન્ડબીલો વગેરે વહેંચાતાં હોય તેવી સભાઓમાં ખાસ હાજરી આપો. તેથી—

(૧) અત્યંત ઉપયોગી વસ્તુ 'કાગળ' મફત મળશે.

(૨) પંખાનો અને ખુરશીનો લાભ પણ તેમ જ.

(૩) સિનેમા, નાટક જેવા જલસાનો ખર્ચ બચશે મૂળ તો એ બધાં વખત ગાળવાનાં જ સાધન છે ને?

(૪) જાહેરમાં અવાશે.

---

તા. ક. તંત્રી સાક્ષી છે કે આ લેખ લખવામાં ઉપર દર્શાવ્યા પ્રમાણે કાગળ વાપર્યા છે. એટલે કે લેખક ગંભીર છે. પ્રથમ આચરે છે, અને પછી ઉપદેશે છે.



# હાસ્યરસની માનસભૂમિકા

કોઈ પણ માણસને આપણે તેની મૂર્ખાઈ માટે હસી શકીએ, પણ તે મૂર્ખાઈ કેવી હોવી જોઈએ એ પ્રશ્ન પણ વિચાર કરવા લાયક છે. સર્વ પ્રકારની મૂર્ખાઈ હસવા લાયક નથી; જેમ કે, આપણે એવાને નહીં હસીએ, જેની મૂર્ખાઈ તેને વારસામાં મળી હોય, એટલે કે જેને માટે તેને પોતાને જવાબદાર ગણી ન શકાય. આવા માણસો ભૂલો એટલે કે મૂર્ખાઈવાળાં કૃત્યો કરે, અને તેને સમજાવવામાં આવતાં સમજી જાય તો તેમના તરફ હાસ્ય ઉત્પન્ન થઈ શકે નહીં. પરંતુ જે પ્રતિનિવિષ્ટ મૂર્ખજન છે, અને જેના ચિત્તનું આરાધન કરવાને ચતુર્મુખ બ્રહ્મા પણ સમર્થ નથી, એવા તરફ હસવાનો સર્વને અધિકાર છે. આજન્મ મૂર્ખાઓ એટલે કે માનસિક શક્તિની ખામીવાળા મનુષ્યો તો દયાને પાત્ર છે, હાસ્ય કે તિરસ્કારને પાત્ર નહીં. કેટલીક વખત આવા મૂઢોનાં મૂર્ખાઈભર્યાં કાર્યોને જોઈ સહાનુભૂતિવાળા પ્રેક્ષકને લાગે છે કે, આમાં તે હસવું કે રડવું? એટલે કે હસવાની ઇચ્છા છતાં તે હસી શકતા નથી; કારણ કે કાર્ય તરફ હસવાનું મન થાય છે, ત્યાં કર્તાની દયાજનક સ્થિતિ જોઈ ખેદ ઉત્પન્ન થાય છે, અને તત્કાળ તો આપણે વિમાસણમાં પડી જઈએ છીએ કે આમાં હસવું કે રડવું? આ જ દૃષ્ટિબિંદુથી જોઈએ તો કોઈ માણસની કુદરતી ખોડ પર આપણે ન હસી શકીએ, કારણ કે તેને સુધારી શકવા તે સમર્થ નથી.

આંધળા માણસોને ખોટો રસ્તો બતાવી પછી તેમની કુદશા જોઈને ખડખડાટ હસતાં બાળકો આપણે વારંવાર જોઈએ છીએ. પણ આવાં કૃત્યને આપણે કુલીનતાની ખામી ગણીએ છીએ. મોટી ઉંમરના કેટલાક માણસો પણ આવાં અટકચાળાં કરે છે, અને તેમાં તેમને આનંદ પણ પડે છે. કારણ વય વધવા છતાં આ મનુષ્યો બુદ્ધિમાં તો બાળક જ હોય છે.

સુધરી શકે તેવી ભૂલો પર હસી શકાય, અને ન સુધરી શકે તેવી ભૂલો પર ન હસી શકાય એમ કહેવાનો અર્થ એ થયો કે, આપણે જેના તરફ હસીએ છીએ તેના પર પોતાની જાતને સુધારવાની જવાબદારી નાખીએ છીએ. સ્વીફ્ટની પ્રખ્યાત વાર્તા "ગુલીવરની મુસાફરી" માં જેમ ઉડતા ટાપુમાં વસતા વિદ્વાનોનું ધ્યાન ખેંચવા માટે તેમના શરીર પર ધીમો ફટકો લગાવવો પડતો હતો તેવું જ અહીં પણ કરવામાં આવે છે. પેલા પંડિતો જગતના વહેવારને તદ્દન ભૂલી જતા એટલા ઊંચા ઊંચા વિચારોની દુનિયામાં ઊડી જતા. અને મૂર્ખાઈભરેલાં કાર્યો કરનાર એ જ પ્રમાણે નીચા નીચા ભૂલોની ખીણમાં ઊતરી ગયા હોય છે. આ બંને પ્રકારના લોકોને વાસ્તવિક જગત પર લાવવા માટે જરા હલાવવાની જરૂર છે. આવો ધક્કો હાસ્ય આપે છે. તેથી માણસને આત્મભાન થાય છે, અને પોતાની ભૂલ તે જોઈ શકે છે.

તાત્પર્ય કે હાસ્ય એ સામાજિક ન્યાયનું સાધન છે. તેનું વ્યક્તિગત સ્વરૂપ ઉપર દર્શાવ્યું તે પ્રકારનું હોય છે, તો તેનું સામાજિક સ્વરૂપ નામ પાડવાં, જોડકણાં જોડવાં વગેરે ક્રિયાઓમાં દેખાય છે. બ્રાહ્મણ હોકલી પીએ તેનું નામ પડી જાય "શામો હોકલી." કોઈ બહુ ક્રોધી સ્વભાવનો હોય તો તેનું નામ પડે "અગન મસ્યું." એક માણસને ગપ મારવાની ટેવ હતી, એટલે તેનું નામ પડી ગયું "ગપો" અને તેનું કુટુંબ પણ "ગપાની દીકરી", "ગપાની વહુ" એ રીતે ઓળખાતું.

વાયદાઓ પર વાયદાઓ કરી એકકે નહીં પાળવાની ટેવવાળા એક મકાન બાંધનાર વિષે એક જોડકણું જોડાયું હતું:—

"પલકા દો પખવાડિયા, ઘડી તણી દો સાલ,
જીસકું નરસી કેલ કહે, ઉસકા તો કયા હાલ?"

આ સામાજિક ન્યાયનો એક બીજો પણ પ્રકાર છે, અહીં દર્શાવેલ પહેલા પ્રકારમાં તો જેમને ટીકા કરવાનો અધિકાર છે તેવા મનુષ્યો ટીકા કરે છે. પણ આ બીજા પ્રકારમાં તો પોતાનાથી ઊંચા દરજ્જાના માણસોની ટીકા કરવામાં આવે છે. જેને "કાયદો હાથમાં લેવો" કહેવામાં આવે છે તેના જેવી આ પરિસ્થિતિ છે. વિદ્યાર્થીઓ શિક્ષકો સામે, પ્રજા રાજા સામે, અનુયાયીઓ ધર્મગુરુઓ સામે હસે છે, તે આ પ્રકારનો સામાજિક ન્યાય છે. તેને બળવાનો એક પ્રકાર કહી શકાય.

એક ઠાકોર ડેલીમાં બેઠા બેઠા હોકો પીતા હતા. ત્યાં કસુંબાના રંગમાં ઝોકાં ખાતા ખાતા ફળીમાં નીચે ગબડી પડ્યા. પડવાથી મોટો ધડાકો થયો એટલે ઠાકોર જરા ભાનમાં આવી કહે: "અલ્યા, ઈ શું પડયું? ધબાકો તો મોટો થીયો, માળાંવ જુવો, જુવો, સાવ બેહર જેવા, કોઈ પડે આખડે એની યે ખબર પડતી નથી?" "બાપુ, ઈ તો તમે પડ્યા!"

"અલ્યા, તારે તો જુવો, જુવો, કાંઈક વાગ્યું હશે. એટલી યે ખબર રાખતા નથી!"

એ ઠાકોર પર આપણે ખૂબ જ હસશું. જે ઠાકોર રૈયતનો સ્વામી છે, અધિષ્ઠાતા છે, પ્રજાની જાત અને મિલકતનો ધણી છે, તેને પોતાના શરીરનું યે સ્વામીત્વ નથી. આવો સ્વામી પ્રજાને મશ્કરીને પાત્ર લાગે ને? ઠાકોર પર પ્રજા બીજું તો કોઈ રીતે વેર ન રાખી શકે તો

મશ્કરી કરીને અને તેની આવી મૂર્ખાઈ જોઈ હસીને આત્મસંતોષ મેળવે છે. એ જ રીતે વિદ્યાર્થીઓ પણ શિક્ષક પોતાના વડીલ છે પણ બુદ્ધિહીન છે, જુલમી છે, તેમ અનુભવે છે તો વેર રાખે છે, અને તેની ખુરશીમાં ટાંચણી ખોસીને કે બોડકણાં જોડીને પણ આનંદ મેળવે છે. તદ્દન નાની વયનાં બાળકમાં પણ આજ રીતે રમૂજ દ્વારા વિરોધ દર્શાવવાનું વલણ હોય છે. બે વર્ષની વયનું એક બાળક ઘરમાં દોડાદોડી કરીને અને બૂમો પાડીને ગરબડ કરતું હતું. તેની માતાએ તેને ઠપકો આપ્યો : "તોફાની !" બાળકે જવાબ આપ્યો : "બેન ગલબલ " (બહેન ગરબડ કરે છે)

મા : "બહેન તો નિશાળે ગઈ છે."

બાળક બિલકુલ ગભરાયા વગર કહે છે : "બા ગલબલ" માએ પરાણે હસવું રોકીને જોસથી કહ્યું : "બા તો બીજા ઓરડામાં હતી !"

ત્યારે બાળકે પોતાના રમકડાં સામું ત્રાંસી નજરે જોઈ કહ્યું : "બાઓ ગલબલ." એમ કહીને એ બાળક હસી પડ્યો.

બળવાનો અથવા વિરોધનો આ પ્રકાર સમજવા જેવો છે. ખુલ્લા બળવામાં માણસ એટલો બધો ગંભીર બની જાય છે કે તે હસી શકતો નથી. માણસનો વિરોધ ઘણો પ્રબળ હોય તો તે હાસ્યને માર્ગે પ્રગટ થવાની ના જ પાડે. હસી કાઢવા જેવી બાબત હોય ત્યાં જ હસી કઢાય એવું ન હોય તો માણસ હાસ્યવૃત્તિનો વિરોધ કરીને તરત જ ગંભીરતાથી કહે છે કે, "આ કાંઈ હસી કાઢવા જેવી બાબત નથી." એટલે કે બળવો કે વિરોધ હાસ્યદ્વારા ત્યારે જ પ્રગટ થાય જ્યારે વિરોધની સાથે સહાનુભૂતિ ભરેલી હોય છે. આ સહાનુભૂતિ પ્રગટ ન હોતાં આંતર માનસમાં પણ હોઈ શકે. જે સંસ્થાઓ, રીત-રિવાજો અને વ્યક્તિઓની આપણે મશ્કરી કરીએ છીએ તેના પ્રત્યે આપણા મનમાં ઊંડો ઊંડો ભાવ રહેલો હોય છે. જ્યારે સંપૂર્ણ

વિરોધ મનમાં આવીને વસે છે. ત્યારે તો આપણે તે ખાળતા સામે ખુલ્લેખુલ્લો બળવો જાહેર કરીએ છીએ, તેને હસી કાઢતા નથી. જેમ જેમ માણસના મનમાંથી જેની ટીકા તે કરે છે તેના પ્રત્યેનો પ્રેમ ઓછો થતો જાય અને દ્વેષ વધતો જાય તેમ તેમ તેનું હાસ્ય ઘટતું જાય છે. રમણભાઈ કૃત “ભદ્રંભદ્રના બે ભાગ પડી જાય છે, એમ કહેવાય છે. તેના પહેલા ભાગમાં હાસ્યરસ સરસ રીતે ખીલે છે, પણ પુસ્તક લગભગ અડધું થાય છે ત્યાર પછીથી તેનો હાસ્યરસ ઓછો થતો જાય છે. અને તેના છેવટના ભાગમાં તો તેમાં હાસ્ય જેવું ભાગ્યે જ રહે છે. આનું કારણ કેટલાક એવું આપે છે કે, પુસ્તકમાં આગળ ચાલતાં રમણભાઈનો સુધારક તરીકેનો જુસ્સો તેમની કલાકાર તરીકેની શક્તિ ઉપર વિજય મેળવે છે; ત્યારે કોઈ વળી એમ પણ માને છે કે, પુસ્તક ઘણું લંબાણું હોવાથી લેખક હાસ્યરસ ટકાવી શકયા નથી. પણ ખરી વાત એ લાગે છે કે, લેખકનો ભદ્રંભદ્ર પ્રત્યેનો પ્રેમ ઘટતાં ઘટતાં છેવટે દ્વેષ જ બાકી રહે છે. અને જેના પ્રત્યે પ્રકટ વિરોધ હોય તેની મશ્કરી પણ કેવી રીતે કરી શકાય? તેના ઉપર તો ચોકખેચોકખી ટીકા જ, કાંઈ યે ઢાંકપીછોડો કર્યા વિના, થઈ જાય. ભદ્રંભદ્રના પાછળના ભાગમાં આ પ્રમાણે બન્યું છે.

જેનો નાશ કરવા આપણે શક્તિશાળી ન હોઈએ તેના તરફ હસીને તેનો નાશ કર્યાનો આનંદ આપણે મેળવીએ છીએ. એ રીતે હાસ્ય ઉદ્‌ભવે છે. અહીંયાં એ સ્પષ્ટ સમજવું જોઈએ કે જે વ્યક્તિ, રૂઢિ વગેરે તરફ આપણે હસીએ છીએ ત્યારે આપણે તેનો નાશ કરવા ઇચ્છતા નથી, પણ તેની અંદર રહેલા દોષોનો નાશ કરવા ઇચ્છીએ છીએ. હાસ્ય શસ્ત્રક્રિયા જેવું કાર્ય કરે છે અને હાસ્યકાર શસ્ત્રવૈદ્ય છે, કસાઈ નથી. ઉપદેશ અસરકારક ત્યારે જ નીવડે જયારે દુશ્મન તરફથી નહિ પણ મિત્ર, પિતા કે ગુરુ તરફથી આવે છે તેવો ભાવ સામામાં ઉત્પન્ન થાય. મનુષ્ય ઉપદેશથી સુધરે છે, અપમાનથી કદી

પણ સુધરતો નથી.

કેટલીક વખત અદેખાઈમાંથી હાસ્ય ઉદ્ભવે છે. સમાજમાં એવા વર્ગો જોવામાં આવે છે જે એકબીજા પર હસે છે. આનું કારણ પણ ઈર્ષ્યા જ છે. દા. ત. પૈસાદાર ગરીબને, ગરીબ પૈસાદારને, ભણેલ અભણને, અભણ ભણેલને, ઊંચવર્ણ નીચવર્ણને અને નીચવર્ણ ઊંચવર્ણને, પુરુષ સ્ત્રીને અને સ્ત્રી પુરુષને હસે છે. મનુષ્યસ્વભાવ જ એવો છે કે, તેને પોતાના કરતાં બીજું વધારે સારું લાગે છે, અને બીજું જો ન મેળવી શકે તો તેના પર હસીને મેળવ્યા જેવો સંતોષ માની લે છે. જાણીતા વાર્તા "દ્રાક્ષ ખાટી છે" એ આ જ માનસ સમજાવનારું દૃષ્ટાંત છે. એક વસ્તુ આપણે મેળવવા માગીએ છીએ પણ મેળવી શકતા નથી ત્યારે તે વસ્તુ મેળવવા લાયક જ નથી એમ કહી આત્મસંતોષ મેળવીએ છીએ.

ખીજવવાનું હાસ્ય આનાથી બીજા પ્રકારનું છે. ગાંડા માણસને કે કુદરતી ખોડવાળા માણસોને બાળકો ને બાળમાનસવાળા પુખ્ત વયના મનુષ્યો ચીડવે છે તેમાં સાચું હાસ્ય નથી. છોકરાંઓ આ સમયે હસે છે તે ખરી વાત છે. પરંતુ દરેક હાસ્યમાં હાસ્યરસ હોતો નથી—જેવી રીતે જ્યાં જ્યાં આંસુ ત્યાં ત્યાં કરુણરસ નથી. છતાં આ સ્થિતિમાં હાસ્યનું સૂક્ષ્મ બીજ રહેલું છે તે સ્વીકારવું જોઈએ.

"લૂલિયો હાલ્યો હલારમાં લૂલિયાનો ટાંગો રળીઆમણો"

આ પ્રમાણે છોકરાંઓ કોઈ લૂલા મનુષ્યને સંબોધીને ગાય તે સમયે પેલો લંગડો માણસ દાંતિયા કરે, પોતાની પાસેની લાકડી અગર ઘોડી મારવા ઉગામે, કે નિરાશ થઈને બેસી જાય તે જોઈને બાળકો ખડખડાટ હસે છે, અને તેને વધારે ચીડવવાનો પ્રયત્ન કરે છે. પરંતુ જો પેલો લંગડો માણસ લમણે હાથ મૂકીને બેસી જ રહે, અને તેને ધક્કા મારવામાં આવે છતાં નિષ્ક્રિય રહે, તો પેલા બાળકોની

હાસ્યવૃત્તિનો અંત આવે છે. અહીં ખીજવવાની અંદર જે હાસ્ય રહેલું છે તેનાં મૂળનો પત્તો લાગે છે. લંગડો માણસ પોતાની ખોડ સ્વીકારી લેતો નથી પણ તેની ટીકા કરનારની સામે થાય છે, એટલે તેની સ્થિતિ એક દૃષ્ટિએ બચાવ ન કરી શકાય તેવી બને છે. પરંતુ જ્યારે તે નિર્બળતા કબૂલ કરીને બેસી જાય છે ત્યારે તેની સામેના વિરોધનો અંત આવે છે, અને હાસ્યનો પણ અંત આવે છે. જેને આપણે ચીડવવા માગીએ છીએ તે ચીડાય જ નહીં તો ચીડવવાની મજા આવતી નથી. એટલે હાસ્યમાં પણ, જગતના અન્ય વહેવારોની માફક, બે હાથ વગર તાળી પડતી નથી. હાસ્યનું પાત્ર સહકાર આપે નહિ તો ગમે તેવો હસનાર પણ હસી શકતો નથી.

નાનાં બાળકો ચીડવવાનું પહેલવહેલાં કેવી રીતે શીખે છે તેનો વિચાર કરવાથી ચીડવવાથી પરિણમતા હાસ્યની પછવાડેના માનસનો ખ્યાલ બરાબર આવી શકશે. બે વર્ષનું બાળક દાદાજીની મૂછો ખેંચે છે. બાળક આ વયે જે કોઈ વસ્તુ હાથમાં આવે તે પકડીને ખેંચવા-વલણ ધરાવે છે તે પ્રમાણે અહીં પણ કરે છે. પોતાની નાનકડી મુઠ્ઠીમાં દાદાજીની ધોળી મૂછો પકડવામાં તેનો હેતુ શરૂઆતમાં ખેંચવા સિવાય બીજો કોઈ હોતો નથી. પણ પછીથી દાદાજી તે છોડાવવાનો પ્રયત્ન કરે, અને "અરે લુચ્ચા! મારી મૂછો ઉખેડી નાંખવી છે કે શું?" એવું કાંઈક બોલી બાળકની મુઠ્ઠી છોડાવવાનો પ્રયત્ન કરે છે ત્યાંથી ચીડાવવાની શરૂઆત થાય છે. (અત્યારના જમાનામાં દાદાજીઓ મૂછ રાખતા નથી તેથી જે અનેક ગેરલાભો થાય છે તેમાંનો એક આવી સ્થિતિ ઉત્પન્ન થતી નથી તે પણ છે.) આ સમયે દાદાજી જો ચોંકીને જોરથી બૂમ પાડી ઊઠે, અથવા બાળકનો હાથ તરછોડી નાંખે તો તેને એવો આઘાત થશે કે તે ગભરાઈ જશે, કદાચ તે રડવા પણ માંડશે. જો આમ થાય તો રૌદ્ર, કરુણ કે વાત્સલ્ય ગમે તે રસ ઉત્પન્ન થાય પણ હાસ્યરસ તો ઉત્પન્ન ન જ થાય. પરંતુ આ વખતે,

દાદાજી બાળક ગભરાઈ જશે એમ સમજીને સહાનુભૂતિપૂર્વક એટલે કે હસતાં હસતાં બાળકની મુઠ્ઠીમાંથી પોતાની મૂછો છોડાવે તો બાળકને એક નવો જ અનુભવ થશે. પકડવાથી ખેંચવાનું કાર્ય થતું હતું એટલું જ તે જાણતું હતું, પણ હવે તેને સમજાય છે કે દાદાજીની મૂછો ખેંચવામાં અને બીજી વસ્તુઓ ખેંચવામાં ફેર છે. અહીં ખેંચવાના આનંદ ઉપરાંત ગમ્મત પણ પડે છે. ગમ્મતનો ખ્યાલ જેવો આપણામાં હોય તેવો આ બે વર્ષના બાળકમાં ન હોય તે સમજી શકાય તેવું છે. પણ એવો કાંઈક ખ્યાલ હોય છે ખરો, અને તે જેટલા પ્રમાણમાં દાદાજી તરફથી વધારે ટેકો મળે તેટલા પ્રમાણમાં વધતો જાય છે. પોતાને મજા પડે છે, એટલું જ નહીં પણ બીજાને મજા પડાવી શકે છે, એવી પોતાની અંદર રહેલી શક્તિનું ભાન બાળકને ભલે આછું આછું પણ થાય છે. અને આ રીતે તે ચીડાવવામાંથી આનંદ મેળવતાં શીખે છે. આ હસવામાંથી ખસવું થતાં વાર લાગતી નથી એવું બાળક ધીમે ધીમે શીખતું જાય છે. અને તેથી જ આપણે જોઈએ છીએ કે, ચીડવવામાંથી આનંદ મેળવવાની વૃત્તિ વય અને સમજણ વધવાની સાથે ઘટતી જાય છે. આ તો સ્થૂળ અર્થમાં ચીડવવા વિષે કહ્યું–પણ સૂક્ષ્મ દૃષ્ટિએ તો ટીકા ઘણી વાર ચીડાવાનો અને ચીડવવાનો જ પ્રકાર છે. ચીડવવામાં અને ટીકા કરવામાં જે આનંદ પડે છે તેનું કારણ શું હશે? ટીકાકારો જેની ટીકા કરે છે તેના કરતાં પોતે ઉચ્ચ હોવાનો આત્મસંતોષ અનુભવે છે, અને તે આત્મસંતોષમાંથી આનંદ અને હાસ્ય ઉદ્‌ભવે છે, એવો એક મત છે. આ અભિપ્રાય પ્રખ્યાત માનસપૃથક્કરણશાસ્ત્રી એડલરના Will to Power એટલે 'શક્તિની એષણાના' સિદ્ધાંતને મળતો આવે છે. મનુષ્યજીવનની મોટામાં મોટી ઇચ્છા પોતે કાંઈક છે એવો અનુભવ કરવાની અથવા તેથી યે વધાર બીજાને કરાવવાની હોય છે. ઘણાં પ્રકારનાં હાસ્યમાં આ માનસિક વલણ કામ કરી રહ્યું હોય છે.

મનુષ્ય ચેતનમય હોવા છતાં જડ પદાર્થ કે યંત્રની માફક વર્તે ત્યારે આપણને હસવું આવે છે, એ બર્ગસનના પ્રખ્યાત સિદ્ધાંતને પણ ઉપર દર્શાવેલ અભિપ્રાય લાગુ પડે છે. દા. ત. કેટલાક માણસો ખૂબ ટટ્ટાર બેસવામાં કે અક્કડ ચાલવામાં જ માનતા હોય છે, જે આપણને પૂતળાં જેવા લાગે. તેઓને જોઈને આપણને હસવું આવ્યા વગર રહેશે નહીં. આમ છતાં કોઈ કારખાનામાં ગયા હોઈએ ત્યારે મજૂરોને યંત્ર માફક–કોઈ પણ જાતના ભાન વગર એકધારું કામ કરતા જોઈને આપણને હસવું આવશે નહીં. પણ આ સ્થિતિના ગુલામોને જોઈને દયા આવશે. ચેતનની માફક વર્તવાને સ્વતંત્ર હોવા છતાં જે જડની માફક વર્તે તેમને જોઈને આવતું હાસ્ય ફરજિયાત રીતે જડ બનેલા મનુષ્યોને જોતાં થંભી જાય છે. ચેતનવંત મનુષ્યો સ્વેચ્છાએ જાણે અમે કંઈક વધારે ઊંચી રીતે વર્તીએ છીએ તેમ દેખાડવા માટે જડની માફક વર્તે છે. શ્લેષને લીધે હાસ્ય ઉત્પન્ન કરવામાં આવે છે તેમાં પણ ચેતન જડની માફક વર્તે છે. તે સિદ્ધાંત રહેલો છે. દા. ત. અડવો મુસાફરીએ નીકળ્યો ત્યારે તેની માએ કહ્યું : "ભૂખ લાગે ત્યારે રૂપિયો વટાવી ખાજે!"

"રૂપિયો વાટી આપો. મારી માએ વટાવીને ખાવા કહ્યું છે," અડવાએ વટેમાર્ગુને કહ્યું.

તે જ પ્રમાણે પરિસ્થિતિ પ્રમાણે વર્તનમાં ફેરફાર નહિ કરતાં અમુક શબ્દોને જ જડતાથી વળગી રહેનાર હાસ્યાસ્પદ બને છે.

જેક પોતાની માની આગલા દિવસની પરિસ્થિતિ માટેની શિખામણ પ્રમાણે ચાલી દરરોજ હાસ્યાસ્પદ પરિણામ લાવે છે. જેમકે પૈસા ખોવાઈ ગયા તેથી બીજે દિવસે તે ખીસ્સામાં નાખી લાવવા કહેતાં દૂધ ખીસ્સામાં લઈને આવ્યો.

અડવાને તેની માએ સાસરે જઈ ગમે તેમ નહિ બોલતાં એક

વાર 'હા' અને એક વાર 'ના' કહેવા કહ્યું. અડવો આ શબ્દોને અક્ષરશઃ સમજ્યો.

સાસુ: 'તમે આટલા મોડા આવ્યા તે કાંઈ માઠા સમાચાર છે?'

અડવો: "હા."

સાસુ: "સવાર સુધી રહી શકાય તેમ નહોતું?"

અડવો: "ના."

સાસુ: "અમારી દિકરી માંદી છે?"

અડવો: "હા."

સાસુ: "બચે તેમ નથી?"

અડવો: "ના."

સાસુ: "મરી ગઈ છે?"

અડવો: "હા."

કેટલીક વાર મિથ્યાભિમાન અને ઢોંગ હાસ્ય પ્રેરે છે. દલપતરામના નાટકનો નાયક જીવરામ ભટ્ટ રતાંધળો હોવા છતાં પોતે રાત્રે દેખે છે, તેવું મિથ્યાભિમાન રાખતો હતો તેનું જે પોકળ ખુલ્લું પડે છે તેમાં આપણને રસ પડે છે. તે જ પ્રમાણે નાટકમાં સ્ત્રીનું પાત્ર લેનાર અકુશળ પુરુષપાત્રને જોઈને આપણે હસીએ છીએ. કારણ કે તે સ્ત્રી-પાત્ર ભજવતો હોવા છતાં મુખ પર બિલકુલ સ્ત્રી-સહજ હાવભાવ, અવાજ અને ચાલવાની ઢબછબ હોતી નથી. તેને આપણે હસીએ છીએ; કારણ કે, તે જે નથી તે ફક્ત પોષાકથી દેખાવા માંગે છે. આવી રીતે જે કોઈ પોતે નથી તેવું દેખાવા પ્રયત્ન કરે તે હાસ્ય ઉત્પન્ન કરે છે. આવા સર્વ પ્રકારના ઢોંગની સામે આપણે હસીએ છીએ તે વખતે આપણાં મનમાં શું હોય છે? સત્યનો પ્રેમ અને અસત્યનો તિરસ્કાર આપણા મનમાં જો કામ કરી રહેલ હોય તો

આપણે હસી શકીએ નહીં. ભદ્રંભદ્ર કે ડોન ક્વીટ્ઝોટની માફક ઉપદેશ આપવા મંડી જઈએ; એટલે કે આપણે પોતે જ હાસ્યને પાત્ર બની જઈએ. પણ તેને બદલે આપણે બીજાની તરફ હસીએ છીએ, કારણ આપણા મનમાં સુધારકનો જુસ્સો નહિ પણ આત્મસંતોષ વસેલો છે. આપણે કેવા સારા છીએ કે ઢોંગ કરતા નથી, અને કેવા ચાલાક છીએ કે ઢોંગને પકડી પાડીએ છીએ; એવા એવા ભાવો આપણા મનમાં રમી રહ્યા હોય છે.

કેટલીક વાર ઢોંગ ખુલ્લો પાડવાનું કામ આટલું સહેલું હોતું નથી. તે સમયે હસનાર માણસ અતિશયોક્તિનું શરણ લે છે. નાટકમાં સ્ત્રીનો વેશ લઈને આવેલ પુરુષની સાફ કરેલ દાઢીને પાવડર પણ છુપાવી ન શકે ત્યારે તે વિષે ટીકા કરનાર કહે છે કે, "સૌભાગ્યસુંદરીને બબ્બે ઇંચની તો દાઢી હતી." હાસ્યમાં અતિશયોક્તિનો ઉપયોગ કરવામાં આવે છે તે સામે કેટલાક વિવેચકો વાંધો ઉઠાવે છે. પરંતુ ખરું જોતાં તે સૂક્ષ્મદર્શક યંત્રના જેવું સાધન છે. સંસ્કૃતમય શૈલીની વિચિત્રતા બતાવવા માટે સ્ટેશનને બદલે "અગ્નિરથ–સ્થંભસ્થાન" અને ટેબલને માટે "લેખિની–ન્યસ્તાલય" જેવા શબ્દો યોજવાની અતિશયોક્તિ કરવામાં આવે છે. આવા શબ્દો ખરેખર કોઈ વાપરતું નથી. પરંતુ તટસ્થ જોનારને થોડું પણ અનૌચિત્ય દેખાઈ આવે છે. પ્રમાણમાં સહેજ પણ વધારોઘટાડો થયો હોય તે ઝીણી નજરથી જોનારને ખૂંચે છે. આ વાત તે સીધી રીતે કહે તો જેની ઉપર ટીકા કરવામાં આવે છે તેના મનમાં તે ઊતરશે નહિ. એટલે પછી દોષના પરમાણુને પર્વત જેવડો કરવામાં આવે છે, જેથી આંધળો પણ દેખી શકે છે. આ પરિસ્થિતિનું હાસ્ય આત્મસંતોષી સુધારક માનસ બતાવે છે. હસનાર સમજે છે કે, પોતે કદી પણ ઔચિત્યનો ભંગ કરતો નથી. પ્રમાણ કરતાં વધારે જાડાઈ કે ઊંચાઈ અથવા નીચાપણું, કે પાતળાપણું હાસ્ય પ્રેરે છે. અને બે વિરોધી નમૂનાઓ જેમકે ઠીંગુજી અને તાડ, લોરેલ

અને દાઢી સાથે હોય ત્યારે ઘણું જ હસવું આવે છે. કારણ, પ્રમાણની ખામી આ વખતે ઘણી જ સ્પષ્ટ દેખાઈ આવે છે.

હાજરજવાબી અને ચાતુરી તથા શબ્દમતથી મળતી રમૂજ પણ એક પ્રકારનો આત્મસંતોષ આપે છે. લેખકને ચાલાકીભર્યું લખવાનો સંતોષ છે તો વાંચકને આવું ચાલાકીભર્યું લખાણ સમજનાર પોતે પણ કેવો ચાલાક છે, એનો સંતોષ થાય છે. જો આમ ન હોય તો એક નવી રમૂજનો મર્મ આપણે સમજ્યા પછી તુરત જ બીજાને તે સમજી શકે છે કે નહિ તે જાણવાને શું કામ પૂછવું જોઈએ?

**ગ્રાહક :** તમે પૈસા બશેરના લીધા પણ આપ્યું તો દોઢ શેર છે. છોકરાને છેતરી જ લ્યો છોને?

**દુકાનદાર :** તમે જોખીને વાત કરો છો?

**ગ્રાહક :** હા.

**દુકાનદાર :** શું?

**ગ્રાહક :** આલુ, બીજું શું?

**દુકાનદાર :** આલુ નહિ, છોકરો.

હાસ્યની પછવાડેનું માનસ ઘણું સંકુલ છે. એટલે કોઈ એક જ સિદ્ધાંતથી સમજાવી શકાય નહિ. ઊંચાપણાનો સંતોષ, સુધારકની ધગશ, અન્યાય સામે બળવો કરવાની વૃત્તિ, ઔચિત્ય-અનૌચિત્યની સમજણ, ચેતન છતાં જડની માફક વર્તનાર તરફ તિરસ્કાર, પોતાની ખોડ સ્વીકારી લેવા તૈયાર નહિ એવા મિથ્યાભિમાનીઓને ખીજવવાની અને ઢોંગીઓનો ઢોંગ ખુલ્લો પાડવાની વૃત્તિ વગેરે વગેરે સંજોગો હાસ્યવૃત્તિને સતેજ કરે છે.

હાથી ભીંત જેવો છે, સૂપડાં જેવો છે, સાંબેલા જેવો છે, દોરડાં જેવો છે એમ કહેનાર સૌના પરીક્ષકો અંશત: સાચા હતા, પરંતુ

સમગ્ર દૃષ્ટિથી ખોટા હતા. આવા જ અંધહસ્તિ ન્યાય હાસ્યની પરીક્ષામાં પ્રવર્તે છે. હાસ્ય ગમે તે એકાદ કારણથી પ્રવર્તી શકે પણ અમુક એક જ તેનું કારણ છે એવો દાવો કરનાર પોતે જ હાસ્યને પાત્ર બને છે.*

—શ્રી. ઇન્દિરા અશ્વિનકુમાર વ્યાસ, બી. એ.

---

*ગૂજરાત સાહિત્ય પરિષદ્‌માં વંચાયેલો નિબંધ ( ૧૯૪૩ )

૧૫૬+૧૨=૧૬૮

